श्री सद्गुरुभ्यो नमोनमः

# ભક્તિરસ કાવ્યો

અને

# આત્મચિંતન પદો

## જેના પાને પાને અપૂર્વ ભક્તિરસ વહી રહ્યો છે



આચાર્યસમ્રાટ્ જગતગુરૂ મહાનમાં મહાન યોગીરાજ, દિવ્યમહર્ષિ
ગુરૂદેવશ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ (માઉન્ટ આબુ)ના
અદ્ભુત જીવનવૃતાંત તથા સમ્રાટ્કાવ્યમાળા ભાગ ૧ લો
તથા ૨ જો તથા ભક્તિતરંગોનો જેમાં સમાવેશ
કરવામાં આવ્યો છે.



### વસંતતિલકાવૃત્ત

કાવ્યો લખ્યાં હૃદયના અતિહર્ષથી મેં,
ગુરુદેવના સ્વરૂપને અંતર વરીને,
આહા ! અજબકૃપા થઈ શાંતિપ્રભો ! ની
ભભકી રહી હૃદયમાં ધૂન એ ગુરુની.

# વિષયાનુક્રમણીકા



# ભક્તિરસકાવ્યો

| પદ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૪ | ગુરૂ શાંતિસૂરીશ્વરજીને | ૩૨ |
| ૨૫ | હે ! ગુરૂદેવ દયાકર | ૩૩ |
| ૨૬ | સાચા સદગુરૂજી | ૩૪ |
| ૨૭ | પ્રભુ વંદુ શાંતિસૂરી ગુરૂરાયા | ૩૬ |
| ૨૮ | જાગો જાગો | ૩૭ |
| ૨૯ | શ્રાવકજન તો તેને કહીએ | ૩૭ |
| ૩૦ | સદગુરૂ અમને પાર ઉતારો | ૩૯ |
| ૩૧ | સદગુરૂ અરજ સ્વીકારો | ૪૦ |
| ૩૨ | વંદો વંદો ગુરૂશ્રી | ૪૧ |
| ૩૩ | ગુરૂશ્રી ધર્મવિજયજી | ૪૩ |
| ૩૪ | અહો ! દિવ્યગુરૂશ્રી | ૪૪ |
| ૩૫ | આહીરજ્ઞાતી જન્મેલા. | ૪૫ |
| ૩૬ | સદગુરૂ ધરસે ધ્યાન | ૪૬ |
| ૩૭ | પાયો પાયો મહાપુન્ય ઉદયસે | ૪૭ |
| ૩૮ | ખોલ ખોલ યોગીશ્વર બાલા | ૪૮ |
| ૩૯ | બ્રહ્મચારી—બ્રહ્મચારી | ૫૧ |
| ૪૦ | ગુરૂ શાંતિસૂરીશ્વરરે | ૫૨ |
| ૪૧ | દીઠાગુરૂ | ૫૩ |
| ૪૨ | આવી ગુરૂરાજ મહારાજ | ૫૪ |
| ૪૩ | નમીએ શાંતિસૂરી ગુરૂરાય | ૫૫ |
| ૪૪ | ધન્ય ધન્ય શાંતિસૂરી ગુરૂરાય | ૫૬ |
| ૪૫ | ધન ધન શાંતિસૂરીરાય | ૫૭ |
| ૪૬ | યોગી અબધૂત વેષ દીપાવ્યો ખરો | ૫૮ |
| ૪૭ | એવા સદગુરૂનું તમે ધ્યાન કરો | ૬૦ |
| ૪૮ | ગુરૂ શાંતિસૂરીશ્વર સ્હાય કરો | ૬૧ |



# આત્મચિંતન પદો

| | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૫૬ | | ૧૩૫ |
| | ત્રિભુવન તારણહાર | ૧૩૭ |
| ૫ | પ્રભુજી માગું હું તે આપ | ૧૩૮ |
| ૬ | પ્રભુજી દોષ કરો સહુ માફ | ૧૩૯ |
| ૭ | મુસાફીર અમતું હો તૈયાર | ૧૪૦ |
| ૮ | પ્રભુજી ખેડલી મારી તાર | ૧૪૨ |
| ૯ | મોતકિનારે હસતાં જાવું | ૧૪૩ |
| ૧૦ | જગમાં નામ હરીનું સાચું | ૧૪૫ |
| ૧૧ | ભજ લો, ભજ લો | ૧૪૭ |
| ૧૨ | ફોગટ ફાં ફાં માર | ૧૪૮ |
| ૧૩ | રાખો અમારી લાજ | ૧૪૯ |
| ૧૪ | મુસાફીર છોડ વિષયની જાળ | ૧૫૦ |
| ૧૫ | કોઇ નહિ તારણહારા | ૧૫૧ |
| ૧૬ | કર્મનકી ગત ન્યારી | ૧૫૨ |
| ૧૭ | કોઇ નહિ તારણહારા | ૧૫૩ |
| ૧૮ | કોઇ નહિ ત્હારૂં | ૧૫૪ |
| ૧૯ | જાવું જગ છોડીને | ૧૫૫ |
| ૨૦ | ગુરૂ ગુણ અજબ કહાવે | ૧૫૬ |
| ૨૧ | સરિતા નીરના જેવું | ૧૫૮ |
| ૨૨ | જગતના ખેલ છે ખોટા | ૧૫૯ |
| ૨૩ | દશાનાં ચક્રે ઉંધાં ત્યાં | ૧૬૦ |
| ૨૪ | અમારાને ત્હમારામા | ૧૬૨ |
| ૨૫ | સદ્યું માનવ જીવનમાં છુ | ૧૬૩ |
| ૨૬ | અજબ મસ્તિ જીવન જાગી | ૧૬૪ |
| ૨૭ | સળગતી આગ કર્મોની | ૧૬૫ |
| ૨૮ | અજબ દુનીઆતણી બાજી | |
| ૨૯ | | |

श्री सद्गुरुभ्यो नमोनमः

# ભક્તિરસ કાવ્યો

અને

# આત્મચિંતન પદો

## જેના પાને પાને અપૂર્વ ભક્તિરસ વહી રહ્યો છે

આચાર્યસમ્રાટ્ જગતગુરૂ, મહાનમાં મહાન યોગીરાજ, દિવ્યમહર્ષિ
ગુરુદેવશ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ (માઉન્ટ આબુ)ના
અદ્ભૂત જીવનવૃતાંત તથા સમ્રાટકાવ્યમાળા ભાગ ૧ લો
તથા ૨ જો તથા ભક્તિતરંગનો જેમાં સમાવેશ
કરવામાં આવેલો છે.

**વસંતતિલકાવૃત્ત**

કાવ્યો લખ્યાં હૃદયના અતિહર્ષથી મેં,
ગુરુદેવના સ્વરૂપને અંતર વરીને,
આહા! અજબ કૃપા થઈ શાંતિ પ્રભો! ની
ભભકી રહી હૃદયમાં ધૂન એ ગુરુની.

મુદ્રક:
ધીરજલાલ ટોકરશી શાહ.
મુદ્રણસ્થાન:
જ્યોતિ કાર્યાલય લિમિટેડ,
પાનકોર નાકા, જુમ્મા-
મસ્જિદ સામે, અમદાવાદ.

આવૃત્તિ પહેલી ] [ પ્રત ૧૦૦૦

કિમ્મત : રૂા. ૧-૦-૦

સંપાદક અને પ્રકાશક:
કીંકરદાસ
ફતાસા પોળ, નવી પોળ,
અમદાવાદ.

# પ્રસ્તાવના

આ કળિયુગના મહાન્ વિકટ સમયમાં મહાન્ પુરુષો ભાગ્યેજ મળી આવે. કદાપિ મળી આવે તો તેઓના ચરણસ્પર્શી બનવું, તે પણ મહદ્ પુન્યનો યોગ હોય તો જ બની શકે છે.

આજથી નવ વર્ષ પૂર્વે આ પવિત્ર સંસ્મરણો મારા જીવન-સાગરમાં ભ્રમણ કરી રહ્યાં હતાં. સંવત્ ૧૯૮૪ની સાલમાં મારા એક મિત્ર શાન્તિલાલ વીરચંદ ભગત દ્વારા હું આ મહાન્ પુરુષના દર્શનનો ભોગી બન્યો અને મારી આંતર તૃષાને સંતુષ્ટ કરી. વિશ્વની દષ્ટિએ એમ પણ માનવામાં આવે છે, કે "હરિષ્યામી" જો તું તારા સાચા અંતઃકરણથી ગુરુ કરવાની ઇચ્છા ધરાવતો હોય, તો પ્રથમ ગુરુ ત્હારાં પહેરેલાં કપડાં પણ ઉતારી લઇ, એક સમય નિર્ધન અવસ્થામાં મૂકી દેશે. આટલું બધું સહન કરવાની શક્તિ ધરાવતો હોય તો જ તું ત્હારા અંતઃકરણથી ગુરુ કરજે.

આ કથન મારા હૃદયમાં પ્રથમથી જ રમી રહ્યું હતું. જગતના નાશવંત અને ક્ષણિક સુખની સ્પૃહા માત્ર રાખ્યા શિવાય આત્મતત્ત્વ ગ્રહણ કરવાની મારી જિજ્ઞાસા હતી. જો કે 'હરિષ્યામી" કરવાની તો મારામાં કિંચિત માત્ર સ્પૃહા જાગી નહતી; છતાં મને ત્યાં સુધી ભક્તિ દ્વારા આત્માને પવિત્ર બનાવી, ભક્તિમાં વધુ અને વધુ તલ્લીન બનવું, એ મારા જીવનનો ખાસ ઉદ્દેશ હતો.

આ મહાન્ પુરુષની ત્યાગવૃત્તિ, આત્મધૂન, વિશ્વપ્રેમ અને જગતકલ્યાણની ભાવના અને પૂર્વસમયમાં થયેલ મહાન્ પુરુષો પૈકીના તેઓશ્રી એક છે, તે સઘળું વિચારવાનો મને સ્વયં અનુભવ થયો છે. ચાર-ચાર માસ સુધી તેઓશ્રીના સહવાસમાં રહી તમામ દ્રશ્ય મેં મારી જાતે ઉદ્‌ભવ્યાં છે. જે સર્વ ઉપરથી તેઓશ્રીના વધુ

ગુણગ્રામ નહિ કરતાં એટલું તો ચોક્કસ જણાવીશ કે આ વિશ્વના એક મહાન્ પુરુષ તરીકે જ તેઓશ્રી પોતાના જીવનવિકાસને દીપાવી રહ્યા છે. કોઇપણ જાતના જાતિ અને ધર્મના ભેદભાવ વગર આખાયે વિશ્વને એકરૂપ નિહાળી સર્વપ્રત્યે મૈત્રીભાવનો ઝરો વહાવી રહ્યા છે, કે જે ઝરામાં અસંખ્ય માનવોએ સ્નાન કર્યું છે અને કરે છે. યૂરોપીયન, પારસી, મોમેડન, હિન્દુ આદિ હરેક કોમના માનવો તેઓશ્રીને એક મહાન્ પુરુષ તરીકે સ્વીકારે છે અને પૂજ્ય તરીકે માને છે.

આજથી પાંચ વર્ષ પૂર્વે આબૂ-દેલવારા મુકામે મારા હૃદયમાં એવી ભાવના જાગ્રત થઇ કે કુદરત અને આ મહાન્ પુરુષની મારા ઉપર કૃપા થાય તો કાવ્યરચના કરી ભક્તિદ્વારા મારા જીવનને સફળ બનાવું. કોઇ ધનનો આશીર્વાદ ઇચ્છતું હોય, તો કોઇ વ્યવહારના સુખની ઇચ્છા ધરાવતું હોય, સામાન્ય રીતે વિચારવામાં આવે તો આખુંયે જગત્ આશા અને તૃષ્ણાના ગાઢ બંધનમાં ધવાએલું છે; તેમાંથી છૂટવાને આવા મહાન્ આત્માઓની પાસે ઇચ્છા ન ધરાવે તો બીજે ક્યાં જાય ?

ઉપરના વિચારોથી પર રહી મારી માંગણી તો માત્ર ભકિતની જ હતી. તે જ પ્રમાણે મારા જીવન ઉપર એ મહાન્ પુરુષની દિવ્ય કૃપાનો ધોધ વરસવા માંડ્યો અને દેલવારા મુકામે પ્રથમ કાવ્યો લખવાની શરુઆત કરી. રાત્રી અને દિવસ જ્યારે જ્યારે મને વિચારો સ્ફુરે ત્યારે ત્યારે હું નોંધ કર્યે જતો. એક સમય અચલગઢ મુકામે રાત્રીના બે વાગે સ્વપ્નમાંથી ઊઠી એક કાવ્ય રચ્યું; જેની સોળ લીટી પૈકી પ્રથમની લીટી નીચે મુજબ છે:

હે! નાથ! ગ્રહી અમ હાથ પકડી, સત્યમાર્ગ બતાવજે.

આમ કાવ્યરચના કરતાં કરતાં એક કાવ્યમાં મેં પ્રથમ લીટીમાં જણાવ્યું છે, કે—

" પ્રાણ જાવે તોય હું ગુરૂનું ભજન છોડીશ નહિ. "

આ આખુંયે કાવ્ય " હરિબ્યામિ " ઉપર જ રચવામાં આવ્યું છે. આ કાવ્યનું તાત્પર્ય નિરખવા તથા અનુભવવાને હું કેટલેક અંશે લાયક બન્યો.

" હરિબ્યામિ " ના ભાવાર્થનો કેટલોક અનુભવ કર્યા બાદ, સમ્રાટ કાવ્યમાળા ભાગ પહેલો, ભાગ બીજો અને ભક્તિતરંગ દ્વારા મારો બોબડો અવાજ પ્રસિદ્ધ કરવા લાયક નીવડ્યો.

દિનપ્રતિદિન એ મહાન્ પુરૂષની કૃપાનો ધોધ વધુ અને વધુ વરસતો ગયો, કે જેમાં વખતો વખત સ્નાન કરવાથી મારી બુદ્ધિમતા ખીલતી ગઇ અને વધુ ઉછરંગ સાથે આ **"ભક્તિરસ કાવ્યો"** તથા **"આત્મચિંતન"** પદો પ્રસિદ્ધ કરવા લાયક બન્યો.

**ભક્તિરસ કાવ્યોમાં** અવાર-નવાર તેઓશ્રીની ત્યાગવૃત્તિ, આત્મધૂન અને જીવનપરિચયનો સમાવેશ કરવામાં આવ્યો છે. તથા આત્મચિંતન પદો ખાસ વિશ્વની ભાવનાને ઉદ્દેશીને જ રચવામાં આવ્યાં છે, જેમાં અપૂર્વ આત્મરસ વહી રહ્યો છે.

આત્મપ્રિયભ્રાતાજનો ! હર્ષથી વાંચે અને સત્યના ગ્રાહક બને, એ જ પ્રાર્થના સાથે સમાપ્ત કરૂં છું.

આપનો,

**કીંકરદાસ**

ફતાસાની પોળ, નવીપોળ,
અમદાવાદ.

# અંતરનો અવાજ

## ( ગઝલ )

અજબ ! મસ્તી જીવન જાગી, અખંડાનંદ ઉભરાયો,
વહ્યાં ઝરણાં કૃપા સિંધુ, રચ્યાં કાવ્યો અતિ હર્ષે. ૧

નથી વિદ્વાન કે વક્તા, કવિનું જ્ઞાન અંતરમાં,
કૃપા એ ઇષ્ટની પ્રગટી, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨

ભ્રમણ્ કરતો હતો જગમાં, મળ્યા મહાપુન્યથી સાચા,
પ્રભો એ દિવ્યની છાયા, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૩

હતો હું શોધમાં જેની, ગુરૂવર એ મળ્યા મુજને,
**પ્રભો ! શાંતિ સૂરિશ્વરજી,** રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૪

સમર્પ્યું છે જીવન સઘળું, સ્વીકાર્યા અંતરે મ્હારા,
જીવન તારક પ્રભો સાચા, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૫

પરમહર્ષે પડ્યો ચરણે, મુકયું મસ્તક કૃપા સિંધુ,
વૃષાવ્યો બોધ અંતરમાં, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૬

સદાએ દિવ્ય ઝરણાંથી. તૃષા મ્હારી છીપાવું છું,
કરૂં છું સ્નાન હું એમાં, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૭

અરે હું મૂઢ બુદ્ધિનો, નથી કંઇ જ્ઞાન મ્હારામાં,
અકારો લાગતો સહુને, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૮

બન્યું આ શું પ્રભો આજે, અજબ શક્તિ ખીલાવી છે,
પુરી મસ્તી જગાવી તેં, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૯

જીવનની સર્વ ઘટનાઓ, કીધી આગે પ્રભો મુજને,
પીલાવ્યો આત્મ રસ સાચો, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૦

જીવનનાટક બન્યું દુઃખદ, પૂરો નાચ્યો પ્રભો એમાં,
શરણ ત્હારૂં સ્વીકારીને, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૧

પ્રભો આજે દુઃખસુખે પ્રગટ્યાં, કરાવ્યું ભાન અંતરમાં,
વધાવ્યો ભક્તિમાં આજે, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૨

ખીલી બુદ્ધિ પ્રભો મારી, નથી વર્ણન કર્યું જાતું,
બન્યું બુજ શક્તિની બહારે, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૩

નથી મારી પ્રભો શક્તિ, વસ્યો તું અંતરે સાચો,
કરાવી સર્વ રચના તેં, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૪

બનાવી દિવ્ય ઘટનાઓ, અગમ સંદેશ આપ્યો છે,
નિહાળું તે મુજબ સર્વ, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૫

મળ્યા બહુધા રૂપે મુજને, સમયસમયે લીલા ન્યારી,
અજબ! દર્શન કરી ત્હારાં, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૬

પ્રભો! આ દીનબાળકના, તમે કીરતાર છો સાચા,
અવરથી કામ નહિ મુજને, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૭

પ્રભો! હું આપને માનું, ત્રીભુવન આપને જાણું,
અરે! સર્વસ્વ પીછાણું, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૮

વિષય અધ્યાત્મનો લીધો, ન જાણ્યો ભેદ અંતરમાં,
પ્રભો! મેં આપને સ્થાપી, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૧૯

ગુણાનુવાદ કરવાથી, કદાપી પાર નહિ પામું,
ગજબ શક્તિ પ્રભો ત્હારી, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૦

હું તો બાહુત છું ભાઇ, પ્રભો! માલીક છે મારા,
લખાવે તેમ હું લખતો, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૧

અરે! એંજીન છું હું તો, પ્રભો છે હાંકવાવાળા,
ચલાવે તેમ હું ચાલું, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૨

પ્રભુનો રથ બન્યો છું હું, પ્રભો છે નાથ જીવનના,
દોરાવે તેમ દોરાતો, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૩

નથી આ માહરી શક્તિ, પ્રભુની સર્વ માયા છે,
હુકમનું પાન કીધું છે, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૪

પુરા પુજનીયને લાયક, પ્રભોને માનજો સર્વે,
હું તો પામર કીડો જગનો, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૫

કદાપી ઉર નહિ આણો, કરી છે મેં સહુ રચના,
ચરણરજ સર્વનો હું તો, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૬

દયા દીન પર લૃપાવીને, કરો સહુ દોષને માફી,
કહે છે દાસ સર્વેનો, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૭

કદી અભીમાન નવ આવે, પ્રભો એ શક્તિને પ્રેરો,
બનાવો મીટ્ટીસમ મુજને, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૮

જગતના નાશ સુખોની, નથી આશા પ્રભો મુજને,
સ્પૃહા રાખું કદાપી નહિ, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૨૯

જીવન મારૂં રડે આજે, પ્રભોની ભક્તિને કાજે,
સદા મુજ રોમમાં ગાજે, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૩૦

કદાપી હું ભૂલૂં તુજને, વિસારો નહિ પ્રભો મુજને,
સદા તું રાખજે ઘટમાં, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૩૧

નથી આધાર બાળકને, પ્રભો ત્હારા વિના સાચો,
જીવનતારક તમે મારા, રચ્યાં કાવ્યો અતિહર્ષે. ૩૨

# લેખકના બે બોલ

આત્મપ્રિય ભ્રાતાજનો !

પુસ્તકનું પ્રમાણ ધાર્યા કરતાં વિશેષ થવાથી કિંમત વધુ નક્કી કરવાની ફરજ મારે શિરોમાન્ય કરવી પડી છે. પાકા પુંઠાના બાઈન્ડીંગ સાથેના આ પુસ્તકની કિંમત રૂા. ૧–૦–૦ લોકસમૂહમાં વધારે નહિ મનાય...

જેના હૃદયમાં ભક્તિની ધગશ છે, તેઓને તો આ પુસ્તકની કિંમત અમૂલ્ય છે. મારી આ અલ્પભક્તિને ભ્રાતાજનો સ્વીકારી લેશે, એમ હું ઇચ્છું છું.

સમયનું પરિવર્તન હંમેશાં બદલાયા કરે છે. પડતીના સમયમાં જ મહાપુરુષો જન્મ ધારણ કરી, અંધકારમાં ડૂબેલા જગતને સન્માર્ગે પ્રેરે છે. આખાયે વિશ્વનું શાસન આ પ્રમાણે ચાલતુ આવે છે. અમૂક અમૂક સૈકે જ એવા મહાપુરુષો જન્મ ધારણ કરે છે.

સત્યની ઓળખ કરવી એ આ યુગમાં અતિ ગહન છે. સંપ્રદાય સંપ્રદાયમાં ધર્મના નામે ચાલતા અત્યન્ત કલેશો, દ્વેષ અને મોહમાયાનાં ભયાનક યુદ્ધો ચાલી રહ્યાં હોય, ત્યાં વીરલ અને મહાપુરુષો ભાગ્યે જ મળી આવે ! એ અપૂર્વ પ્રસંગ મને પૂર્વના મહદ્ પુન્યયોગે જ સાંપડ્યો.

હું લેખક નથી, વિદ્વાન્ નથી, પંડિત નથી, લેખનકળાનું મારામાં અંશમાત્ર જ્ઞાન નથી. શબ્દકોષ હું જાણતો નથી; જેથી હ્રસ્વ–દીર્ઘનું મને ભાન હોવું અશક્ય છે. લેખકોનીકોટીમાં મારી અંશમાત્ર તુલના થઇ શકે જ નહિ. હું તો માત્ર ભક્તિરૂપી પ્રેમમાં જ મસ્ત બનેલો પાગલ છું, કે એ પાગલતા જ મારા હૃદયમાં રમણ કરતી ભક્તિને ભભકાવવા જાગ્રત કરી રહી છે. જે હું લખું છું તે મારી ભક્તિની જ મસ્તી છે.

આપનો કીંકરદાસ

# ॐ ह्रीँ अर्हँ नमः

આનન્દ શરણના આપનાર એવા

# શ્રી સદ્દગુરૂ ભગવાનને

ત્રિકાળ નમસ્કાર હો !

## વિશ્વની મહાન વિભુતી

## દિવ્યાત્માના જીવનની આછી રૂપ રેખા

આ વિશ્વમાં ઝળકી રહ્યો આજે પ્રભો ! ત્હારો દીપક
આ વિશ્વમાં સળગી રહ્યો આજે પ્રભો ! ત્હારો દીપક
આ વિશ્વમાં ભભકી રહ્યો આજે પ્રભો ! ત્હારો દીપક
ઘરઘર વિષે ભજવાઇ રહ્યો આજે પ્રભો ! ત્હારો દીપક

ધન્ય હો ! એ મરૂધરદેશને અને ધન્ય હો ! એ મરૂધરેશ્વરી દેવીને
ધન્ય હો ! એ માણાદરગામને અને ધન્ય હો ! એ આહીરકોમને
ધન્ય હો ! એ પુણ્યવંત વસુદેવી માતાને અને ધન્ય હો ! એ
પુણ્યાત્મા રાયકા શ્રી ભીમતોલાજીને.

અહો ! મરૂધર ત્હારી પવીત્ર ભૂમીમાં આજે એક અલૌકીક તાન મચી રહ્યું છે.

અહો ! મરૂધર ત્હારા આંગણે આજે એક અદ્દૈવત દ્રશ્ય ભાસી રહ્યું છે.

અહો! મરૂધર ત્હારા આંગણે આજે એક વિશ્વ પ્રેમનો સાગર ઉભરાયો છે.

વિશ્વના ચારે ખૂણામાં વસતા માનવ પ્રાણીઓ એ સાગરમાં સ્નાન કરવા આનંદ મુગ્ધ બન્યા છે. કેટલાક સ્નાન કરી પોતાના અંતર આત્માને પવીત્ર બનાવે છે તો કેટલાક લાંબા સમયની આંતર-તૃષા છીપાવી હૃદયને સંતુષ્ટ કરે છે.

અરે! આ અદભૂતતા બતાવનાર મહાન વિભૂતિ કોણ છે? વિશ્વના ચારે ખૂણામાં આજે એના નામથી કોઇપણ અજાણ નથી. મુગાં પ્રાણી સરખાં પણ ભીંતરમાં પોકાર કરે છે કે એ અમારા પશુ જીવનના અભયદાતા અને પાલનહાર છે.

ધન્ય છે! એ ભારતી માતાને અને ધન્ય છે! એ મરૂધરેશ્વરી દેવીને કે અજ્ઞાન અંધકારમાં પીડાઇ રહેલા જગતને સન્માર્ગે પ્રેરવા આ દિવ્ય દીપકની એણે જગત સમક્ષ એક અમૂલ્ય ભેટ ધરી છે.

"એ મહાન વિભૂતીનું શુભનામ"

**મહાનમાં મહાન યોગીરાજ, આચાર્યસમ્રાટ્ જગતગુરૂ, દિવ્યમહર્ષિ, ગુરુદેવશ્રી વિજયશાંતિસૂરીશ્વરજી મહારાજ (આબુ)**

**તેઓશ્રીના ગુરૂનું નામ તપસ્વી મહાત્મા શ્રી તિર્થ વિજયજી મહારાજ અને તેઓશ્રીના ગુરૂનું નામ મહાનયોગેંદ્ર ત્રીકાળદર્શી મહાત્મા ગુરૂદેવ ભગવાન શ્રીમદ ધર્મવિજયજી મહારાજ**

આ ત્રણે મહાત્માઓએ આહીર (ક્ષત્રીય) કોમમાં જન્મ ધારણ કર્યો હતો.

પ્રભુ શ્રીવીરનો ધર્મ એ વિશ્વનો જ ધર્મ છે. ભગવાન શ્રી મહાવીરે જગતના કલ્યાણાર્થેજ આત્મદીશાની પ્રગટ કરી હતી, તેજ ભગવાન શ્રી મહાવીરના શાસનમાં આ એક દિવ્ય તેજસ્વી હીરો આજે ઝળકી રહ્યો છે.

ભગવાન શ્રી મહાવીરના કાળ ધર્મ બાદ જૈનેતર પ્રજામાંથી જ જન્મેલ આત્માઓએ સાધુજીવન પ્રાપ્ત કરી જીવન દીપાવ્યાં હતાં. જેવા કે:—હરીબળમચ્છી જ્ઞાતીના ચંડાળ હતા, મેતા રજમુની જ્ઞાતીના ઢેઢ હતા, તે શિવાય બપ્પ ભટ્ટસૂરી મહારાજ, સીધ્ધસેન દીવાકર, કળીકાળહેમચંદ્રાચાર્ય આદી જુદી જુદી જ્ઞાતીમાંથી જન્મેલ મહાત્માઓ એજ જૈનધર્મની વિજય પતાકા વગાડી છે, તે મુજબજ આ મહાત્માઓની સંસ્કૃતી ચાલી આવે છે.

મહાત્માશ્રી ધર્મવિજયજી મહારાજ એક ત્રિકાળ દર્શી મહાત્મા હતા. તેઓશ્રીની જીવન સસ્કૃતી અતી અદભૂત અને અગમ્ય છે. જેનું ટુંક વર્ણન જ હું આ સ્થળે મુદ્રીત કરૂં છું.

આજથી એક સૈકા પહેલાં જોધપુર પ્રદેશમાં જસવંતપુરા પરગણામાં આવેલા ગામ માંડોલીમાં એક રાયકાશ્રી દરજોજી કરીને વસતા હતા. માંડોલી ગામમાં જૈનદેરાસર અને ઉપાશ્રય વીગેરે આવેલાં છે. દરજોજીને પ્રજામાં એક કાળોજી કરીને પુત્ર હતો. પોતાના કુટુંબમાં આ પુત્રને જીવંત મૂકી દરજોજી દેહોત્સર્ગ પામ્યા હતા. કાળોજીનો જન્મ સંવત ૧૮૪૮ ના અસાડ સુદ ૧૫ ને રોજ થયો હતો. કાળોજીને બાલ્યવયથીજ ઇશ્વરભજન અને પ્રભુ ભક્તિ ઉપર મહાન શ્રદ્ધા હતી. જ્ઞાતીના આહીર હોઈ જીવનનિર્વાહનું સાધન

ઢોરોના પાલણુ પોષણુ ઉપરજ હતું. કોઇ કોઇ સમય જંગલેમાં ઢોર ચરતાં મૂકી ઇશ્વરભજન થતું શ્રવણુ કરવામાં આવે તો તુરતજ તેઓ તે તરફ ચાલ્યા જતા. ભજનની પુર્ણાહુતી ના થાય ત્યાં સુધી ત્યાંથી પાછા ફરતા નહિ તેમજ ઢોરોની જરાપણુ ચીંતા કરતા નહિ પરંતુ પ્રભુભક્તિમાં જ શુદ્ધ હૃદયે તલીન બનતા.

એક સમય મારવાડમાં એવો સખ્ત દુકાળ પડયો કે અન્નપાણી અને ઢોરોને ઘાસ આદી મળવું મુશ્કેલ હતું તેવા સમયે તેઓ ઉચાળો કરી દેશાટન કરવા નીકળી ગયા સાથમાં કેટલાંક ઢોર હતાં તે ખતમ થઇ ગયાં અને પ્રજામાં એક બે વર્ષનો પુત્ર જેનું નામ વેલરાજ હતું તે જીવંત રહ્યો. ફરતાં, ફરતાં, તેઓ પુના પાસે આવેલા ચોક ગામમાં આવી પહોંચ્યા તે ગામમાં મારવાડ પ્રદેશમાં આવેલ થૂળ ગામના રહીશ એક જૈન ગૃહસ્થ જસાજી કરીને રહેતા હતા તેઓને ત્યાં ઢોરોનું પાલણપોષણ કરવા કોળોજી પુત્ર સાથે નોકર તરીકે રહ્યા. તેઓની અપૂર્વ પ્રભુભક્તિ નીહાળી શેઠે કોળોજીને નવકાર મંત્ર શીખવ્યા હતા. કોળોજી હરેક સમય તે ધ્યાનમાં તલીન રહેતા. નોકરીનાં ત્રણ વર્ષ પુરાં થતાં દરમ્યાન એક સમય પોતાના પુત્ર વેલરાજને જંગલમાં સર્પ કરડયો કરડતાંની સાથેજ પુત્ર મરણને શરણ થયો. કોળોજી એ પુત્રને ખોળામાં લઇ એક વૃક્ષ નીચે બેસી ગયા અને અંતરમાં એવી પ્રતીજ્ઞા કરીકે આ પુત્ર સજીવન થાય તોજ મારે અન્નપાણી ગૃહણુ કરવાં, નહિતર નવકાર મંત્રના ધ્યાનમાં લય થઇ મારા દેહનો મારે પણુ ત્યાગ કરવો.

આ પ્રતીજ્ઞાથી છુટવાને માટે ઘણા ઘણા લોકોએ તેઓને સમજાવ્યા, અને એમ કરતાં ત્રણ દીવસ પુરા થવા આવ્યા. ત્રીજા

દીવસના ઉપવાસે પોતાના ધ્યાનના પ્રબળ પ્રતાપે કોઇ દેવ મહાત્મા નું રૂપ ધારણ કરી પ્રત્યક્ષ આવી ઉભા તેઓએ પણ કોળોજીને પોતાની પ્રતીજ્ઞા છોડવા બાબત દરેક કસોટી કર્યા બાદ પુત્રને હાથ ફેરવી સજીવન બનાવ્યો. તુરતજ કોળોજીએ પોતાના પુત્રને મહાત્માજીના ખોળે મૂક્યો અને કહ્યું કે આપ એના જીવન પાળક બન્યા માટે આપ એને સાથે લઇ જાઓ. નવકારમંત્રના ધ્યાન માત્રથી જ્યારે મારો પુત્ર સજીવન બન્યો તો તે માર્ગ મને આપ બતાવો કે જેથી સાધુ જીવન પ્રાપ્ત કરી હું મારા આત્માનું શ્રેય કરૂં.

મહાત્માશ્રીએ પ્રત્યુત્તર આપ્યો કે આ પુત્રને તમો કોઇ સાધુ અગર યતીને વોરાવી દેજો અને તમો પણ અમુક સમય બાદ જૈન દીક્ષા અંગીકાર કરશો અને આ જગતમાં એક ઇશ્વરી અવતાર તરીકે પૂજાશો એવો મારો તમને આશીર્વાદ છે.

તુરતજ મહાત્માશ્રી અદ્રશ્ય થઇ ગયા બાદ કોળોજીએ ત્રણ ઉપવાસનું પારણું કર્યું. ચારેક માસ પછી પુત્ર વેલરાજને મુંબાઇમાં એક યતીજીને વોરાવી દીધો જેઓ વેલજી યતીના નામથી પાલણપુર પાસે આવેલ ગામ મંડારમાં મશહુર હતા. વેલજી યતી આજથી ચારેક વર્ષ ઉપરજ ગામ મંડારમાં કાળ ધર્મ પામી ગયા છે. પુત્ર વેલરાજને વોરાવ્યા બાદ કોળોજી સાધુ જીવન પ્રાપ્ત કરવાની ધગશમાં ખુડાલાના ઘાટમાં ફરતા હતા. એક સમય તેઓએ એક વૃક્ષ નીચે આસન સ્થિર બની એવી પ્રતીજ્ઞા કરી કે કોઇ મને સાધુ બનાવે તોજ મારે આ સ્થાન છોડવું. ત્રણ દીવસના ઉપવાસ પુર્ણ થતાં પોતાની પ્રતીજ્ઞાને ફળીભુત કરવા એક મણીવિજયજી નામના સાધુ મળી આવ્યા. તેઓની પાસે કોળોજીએ સંવત ૧૮૭૩ના મહા શુદ

પાંચમને રોજ જૈન દીક્ષા અંગીકાર કરી અને ત્યારથી તેઓનું નામ મુની મહારાજ **શ્રી ધર્મવિજયજી** સ્થાપિત થયું. મહારાજ શ્રી મણી વિજયજી મળ્યા તેમાં પણ કુદરતનોજ સબંધ હતો.

ખુડાલાના ઘાટમાં અમુક સમય વ્યતીત કર્યા બાદ મહારાજ શ્રી ધર્મવિજયજી પોતાના જન્મ સ્થાન ગામ માંડોલીમાં પધાર્યા. અજ્ઞાન અવસ્થા હોવા છતાં તેઓશ્રીને કુદરતી જ્ઞાન સંપાદન થયું. તેઓશ્રી એટલા બધા શકિતશાળી પુરૂષ હતા કે એક સ્થાન પર બીરાજમાન હોવા છતાં એકજ સમયે જુદા જુદા સ્થાનોમાં દર્શન આપી શકતા હતા. જેઠ માસના સખ્ત તાપમાં પહાડમાં ટેકરીની ટોચ ઉપર ધીખ ધીખતી શીલ્લા ઉપર આસન સ્થીર બની બપોરના બારથી ચાર સુધી ધ્યાનસ્થ દશામાં ખુલ્લાં નયનો રાખી સૂર્યનાં કીરણો ચક્ષુ દ્વારા ગ્રહણ કરતા હતા. સખ્તમાં સખ્ત ઠંડીમાં નદી ભાડા વીગેરે સ્થળોમાં રાત્રીની રાત્રીઓ ધ્યાનસ્થ દશામાં પસાર કરતા હતા. એક સમય એવો અભીગ્રહ કર્યો હતો કે હસ્તી ગોચરી વોરાવે તોજ આહાર કરવો, બે માસના ઉપવાસ પુર્ણ થયા બાદ પોતાના અદભૂત આત્મબળથી જયપુરના બજારમાં જઈ ચઢ્યા. એક હલવઈની દુકાન પાસે ગાંડો હસ્તી સામેથી આવતો હતો, તેને હલવઈની દુકાનમાં સૂંઢ નાંખી મોદક લીધો કે તુરતજ ગુરુશ્રીએ સન્મૂખ પાતરૂં ધર્યું અને હસ્તીએ મોદક વહોરાવ્યો, બાદ તેઓશ્રીએ પારણું કર્યું.

એક સમય રામસીણગામથી વિહાર કરી આગળ વીચરતા હતા, જેઠ માસનો સમય હતો, સાથે ઘણાંજ માણસો હતાં રસ્તામાં સખ્ત ગરમી હોવાથી સાથે આવેલ માણસો તૃષાતુર બન્યાં આસપાસ

પહાડ અને જંગલ હોઇ પાણી મેળવવાનું કંઇ પણ સાધન હતું નહિ જેથી માણસો ગભરાવા માંડયાં. જમીનમાં એક વાવડો કરાવી ગુરૂશ્રીએ પોતાની પાસે તરપણીમાં થોડું પાણી હતું તેમાંથી થોડું વાવડામાં પાણી નાંખ્યું અને તે ઉપર કપડું ઢંકાવરાવ્યું, તુરત જ જલાશય લબ્ધીના પ્રભાવથી વાવડામાં પાણી ભરાયું ને હરેક માણસો પોતાની આંતર તૃષા છીપાવી શાંત બન્યાં.

નવકારમંત્રના ધ્યાનથીજ તેઓશ્રીએ સર્વ સિદ્ધીઓ પ્રાપ્ત કરી હતી.

નવકાર કેરા મંત્રથી એ સર્વ સિદ્ધી પામીયા
નવકાર કેરા મંત્રથી એ આત્મરસમાં ઝામીયા
નવકાર કેરા મંત્રથી એ વીર થઇને મ્હાલીયા
નવકાર કેરા મંત્રથી એ પરમ પદને પામીયા

## નવકાર મંત્ર

નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવઝ્ઝાયાણં
નમો લોએ સાવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો—
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણંચ સવ્વેસીં
પઢમં હવઇ મંગલમ્

એક સમય ગુરુશ્રી ગામસીણમાં બિરાજતા હતા, ચૈત્ર સુદિ પૂર્ણિમાનો દિવસ હતો, સવારના દશ વાગ્યા બાદ જંગલમાં ધ્યાનમાં

પધારી ગયા હતા, અને સાંજના ચાર વાગતાં ગામમાં પાછા ફર્યા હતા. તે જ દિવસે રામસીણ ગામના કેટલાક શ્રાવકો પાલીતાણા યાત્રાર્થે ગયા હતા. તેઓએ ડુંગર ઉપર આદીનાથ ભગવાનનાં દર્શન કરી બહાર નીકળતાં વૃક્ષ નીચે ગુરુશ્રીને જોઇ શ્રાવકોએ વંદન કરી પ્રશ્ન કર્યો કે બાવજી આપ ક્યારે પધાર્યા.

તેના પત્યુત્તરમાં ૐ શાંતિનો જવાબ મળ્યો. તેજ દિવસે તે શ્રાવકોએ રામસીણ પત્ર લખી દર્શાવ્યું કે આજરોજ અત્રે ડુંગર ઉપર ગુરુશ્રીનાં દર્શન થયાં છે તો ગુરુશ્રી રામસીણમાં છે કે વિહાર કરી ગયા છે. તેનો જવાબ એવો મળ્યો કે ચૈત્ર સુદ પૂર્ણિમાના રોજ ગુરુશ્રી સવારના દશવાગ્યા બાદ જંગલમાં ધ્યાનમાં પધારી ગયા હતા, તે સાંજના ચાર વાગે ગામમાં પાછા ફર્યા હતા અને હાલ અત્રે બિરાજમાન છે. આવી રીતે તેઓશ્રી પોતાના આત્મબળ દ્વારા અનેક સ્થાનોમાં જઇ શકતા હતા. મૃત્યુના બિછાને સૂતેલા માનવો તથા અસંખ્ય મુંગાં પ્રાણીઓને અભયદાન આપી બચાવતા. માત્ર આશીર્વાદથી અસંખ્ય માનવોને પાવન બનાવ્યા છે. તેઓશ્રીના જીવન સંબંધમાં ઘણા જ અદ્દભૂત અને અલૌકિક દાખલાઓ છે કે જેનો લખવાથી પાર આવી શકે તેમ નથી.

મૃત્યુનો સમય પણ એક માસ અગાઉથી જાહેર કર્યો હતો, અને દર્શાવ્યું હતું કે મારા મૃતદેહને જે જગ્યાએ અગ્નિસંસ્કાર કરો તે જગાએ પાલખીની આજુબાજુ ચાર લીંબડાના સૂકા ખૂંટા દાટજો, અગ્નિ પ્રગટાવવાની જરૂર નહિ પડે, શરીર ઉપરનાં ઉપકરણો, ઓઘો, મહુપત્તી, કપડાં વિગેરે તથા પાલખીની ધજા અખંડ રહેશે. માત્ર આ શરીરે જેવી રીતે જન્મ ધારણ કર્યો છે, તે શરીરજ બળીને ભસ્મ થશે.

ચાર લીંબના જે ખૂંટા દાટશો તે પણ બળશે નહિ; પરન્તુ અખંડ રહી ભવિષ્યમાં ચાર લીંબડાનાં વૃક્ષ થશે.

મ્હારા કાળધર્મ બાદ ભવિષ્યમાં કોઇ મહાન આત્મા મારી પાછળ થશે ત્યારે એક લીંબડાનું વૃક્ષ અદ્દશ્ય થઈ જશે. માંડોલીમાં તેમજ આસપાસ લીંબડાનાં વૃક્ષ નથી.

પ્રસ્તુત હકીકત મુજબ સંવત ૧૯૪૯ ના શ્રાવણ વદ છઠ્ઠને રોજ પ્રભાતમાં તેઓશ્રી કાળધર્મ પામી ગયા. સહસ્ત્રગણ્ય માનવો જાતિના ભેદભાવ વગર તેઓશ્રીની પાલખીને અગ્નિસંસ્કાર માટે જંગલમાં લઇ ગયા. ચાર લીંબડાના ખૂંટા દાટી વચમાં ગુરૂશ્રીના મૃતદેહની પાલખી બિરાજમાન કરવામાં આવી અને પાલખીની આસપાસ ચંદનનાં લાકડાં ગોઠવવામાં આવ્યાં. ઇન્દ્રમહારાજાએ પણ તે સમયે અતિવૃષ્ટિ કરી કે જળનો પાર રહ્યો નહિ. અગ્નિ આપોઆપ જમણા અંગુઠામાંથી પ્રગટ થઇ, શરીર ઉપરનાં ઉપકરણો પાલખીની ધજા અને જમીનમાં દાટેલા ચાર લીંબના ખૂંટા વિગેરે અખંડ રહ્યું. માત્ર શરીર જ બળીને ખાખ થયું. ઉપકરણો અને ધ્વજા લોકો પ્રસાદી રૂપે લઇ ગયા. ચાર લીંબના સુકા ખૂંટાનાં ભવિષ્યમાં લીંબડાનાં વૃક્ષ થયાં.

ગુરુશ્રીના દેવલોક પામ્યા બાદ જે જગાએ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો ત્યાં દાટેલા ચાર લીંબડાના ખૂટાના થયેલા વૃક્ષો વચ્ચે ગુરુશ્રીની દેરી કરવામાં આવેલી છે જે દેરીમાં ગુરુશ્રીનાં ચરણ પધરાવેલાં છે. જ્યારે ગુરુશ્રીની દેવલોક પામ્યાની તિથિ આવે છે ત્યારે ત્યાં મોટો મેળો ભરાય છે; જ્યાં સહસ્ત્રગણ્ય માનવો દર્શનાર્થે ઉલટે છે. દર્શન કરવા આવનાર હરેકને એક જ વ્યક્તિ તરફથી દરસાલ જમણ અપાય છે. તે દિવસે પ્રભાતમાં ગુરુદેવના ચરણમાંથી અમૂક સમય ગંગાજળ વહે છે અને તે દિવસે તેઓશ્રીના શિષ્યના શિષ્ય

ગુરૂદેવશ્રી વિજયશાંતિસૂરિશ્વરજી જ્યાં બિરાજમાન હોય ત્યાંથી આખા દિવસમાં કોઇકને દર્શન આપે છે.

માંડોલી ગામ તથા તેની આસપાસના ગામના માનવો ગુરૂદેવ ભગવાનના ચરણને મહાન દેવ તરીકે પૂજે છે. કોઇક કોઇક સમય ગુરૂદેવશ્રીએ દેવલોક પામ્યા બાદ તેઓશ્રીના પરમભકતોને દર્શન પણ આપ્યાં છે.

ઉપરની તમામ વસ્તુ સ્થિતિ હાલ મોજુદ છે. માત્ર એક લીંબહાલ અદ્દશ્ય થઇ ગયો છે. અહો! પારસમણી પોતાની પૂર્ણ જ્યોત આ ભૂમિમાં પ્રકાશી રહી છે. તેઓશ્રીના અઘાધ ગુણોનું વર્ણન તથા દિવ્યતાને પાર પામી શકાય તેમ નથી. ગુરૂદેવ ભગવાન શ્રીમદ્દ ધર્મવિજયજીના શિષ્ય તરીકે મહાન તપસ્વી મહાત્માશ્રી **તિર્થવિજયજી** થયા. તેઓશ્રી પણ જ્ઞાતીના આહીર હતા. જન્મસ્થાન ગામ મણાદર હતું. તેઓશ્રીએ આખુએ જીવન તપશ્ચર્યામાંજ પૂર્ણ કર્યું હતું. સંવત ૧૯૮૪ ના ફાગણ સુદ આઠમના રોજ મારવાડમાં આવેલ ગામ મૂડોતરામાં તેઓશ્રી કાળધર્મ પામી ગયા છે. તેઓના શિષ્ય તરીકે આ દિવ્યાત્મા **વિજયશાંતિસૂરિશ્વરજી** પોતાનો દિવ્ય પ્રકાશ આજે વિશ્વની ચોતરફ ફેલાવી રહ્યા છે. તેઓશ્રીનું ટુંક જીવન વૃતાંત હું આ સ્થળે મુદ્રીત કરૂં છું.

મારવાડ પ્રદેશમાં શિરોહી ઇલાકામાં આવેલ ગામ મણાદરમાં વસતા પુણ્યાત્મા **રાયકાશ્રી ભીમતોલાજીનાં** પુન્ય પત્ની શ્રી **વસુદેવીની** કુક્ષીએ સંવત ૧૯૪૫ ના મહા સુદ પાંચમ વસંત પંચમીની દિવ્ય પ્રભાતે આ દિવ્યાત્માએ જન્મ ધારણ કર્યો છે.

### વસંત તિલકા છંદ

આહા! વસંત આજે કેવી ખીલી છે.<br>
આહા! અતી અવનવા પુષ્પે વરી છે.

જનમ્યો અહા ! શુભ દીને કુળ ચંદ્રમાનું.
આહીરના અતી અતી પુન્યે થવાનું.

અરે ! આ દિવ્યાત્માએ જન્મ ધારણ કર્યો હશે ત્યારે મણાદર નગરની ચારે તરફ ભાવીની કોઈ અદ્દ્ભૂત છાયા ઘૂમી રહી હશે ! કેવળ મણાદર નગર નહિ પણ વિશ્વની ચોતરફ એ દિવ્યતાના ભણકારા વાગી રહ્યા હશે ! મણાદર નગરમાં વસતા લોક સમૂહમાં કોઇ અનેરાં હર્ષનાં પુર ઉભરાયાં હશે !

અરે ! એનાં માતા પિતાના રોમમાં કોઇ અદ્દ્ભુત ઉચ્છરંગ ઉલટ્યો હશે !

પ્રભો ! એ કલ્પનાના સૂરો અત્યારે યાદ કરવા અશક્ય છે ? વાંચક પોતેજ તેની કલ્પના ઘડી લેશે. આ દિવ્યાત્માનું સંસારીક નામ સગતોજી રાખવામાં આવ્યું હતું. બાલ્યવય તથા ગભરૂ જીવન માતા પીતાની સાથે જંગલમાંજ પસાર થનું. આઠ વર્ષની ઉંમરે એક સમય માતા પીતાની સાથે જંગલમાં ઢોર ચરાવતા હતા. તેવા સમયે મહાત્મા શ્રી તિર્થ વિજયજીનો સમાગમ થયો. મહાત્માશ્રી તિર્થ વિજયજી ગૃહસ્થાશ્રમના સગા કાકા થતા હતા, કહેવત છે કે હીરો કદાપી પોતાના તેજથી ચલાયમાન થતો નથી. એ કહેવત અનુસાર ભાવીમાં થનાર આ દિવ્યાત્માની જ્યોત જાગ્રત થવાના ભણકારા ગાજવા માંડયા. પ્રભો ! ત્હારી માયા આ જગતમાં અદભૂત છે. બાલ્યવય અને ગભરૂ અવસ્થાનો આ એક આહીરનો પુત્ર તેના ભીતરમાં કોઇ અદ્વૈત વિચારો ઘડી રહ્યો છે.

મહાત્માશ્રી તિર્થ વિજયજીના સંસર્ગમાં આવ્યા બાદ સગતોજીના રોમેરોમમાં ત્યાગવૃત્તિ ગ્રહણ કરવાના દૈવીક સૂરો ગાજી ઉઠયા, અને આ માયાના મહાસાગરને તજી દઇ સાધુજીવન પ્રાપ્ત કરવા હૃદયમાં કોઇ અનેરૂ ભાન થયું.

સંસારના પરિતાપમાં, કંઇ માનવી ઝંકડઇ મુઆ
સંસારના મહાયજ્ઞમાં, કંઇ માનવી પટકઇ મુઆ
સંસાર ખારો ઝેર છે, માયા તણો એ મ્હેલ છે
એ સર્વમાંથી છુટવું, એ વીર નરને સ્હેલ છે

આ સંસારની અસારતાનું સગતોજીને સંપૂર્ણ ભાન થયું. માતા પીતાને પોતાના વિચારોથી વાકેફ કર્યાં અને સાધુ જીવનપ્રાપ્ત કરવાનો દૃઢ નિશ્ચય જણાવ્યો. પુત્રનાં આ વચનામૃતો શ્રવણ કરી માતા પિતાનાં રોમ ધડકી ઉઠયાં. સગતોજીને ઘણી ઘણી રીતે સમજાવવા છતાં તેઓ પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ પરંતુ ત્યાગવૃત્તિ અને સાધુજીવન પ્રાપ્ત કરવાની જીજ્ઞાસાને પૂર્ણ કરવાની ધગશ બતાવી.

સંસાર તરવો દોહિલો, એ વીર નરનું કામ છે
એ વિકટ પંથે ચાલવું, એ વીર નરનું ધામ છે
તલસાવ નહિ મુજ આત્મને, સાધુ થવું નિશ્ચય અરે !
કર્મો તણી વેદી ઉપર, હોમાવવું નિશ્ચય ખરે !

માતા પિતા સગતોજીના આવા ભાવભીના ઉદ્દગારો શ્રવણ કરી અત્યંત અધીરાં બનતાં ગયાં. પુત્રના આ વચનામૃતોએ નયનમાં પ્રેમ અશ્રુની ધારાઓ વહાવી, ઘડીભર પુત્રનિ મોહ દશાએ સ્તબ્ધ બનાવ્યાં. ઘણી ઘણી રીતે પુત્રને સમજાવવા પ્રયત્ન શીલ બન્યાં પરંતુ જેના માટે ભાવી પ્રબળ શકતી અજમાવી રહ્યું હોય ત્યાં માનવનું શું ચાલે !

આ પ્રેમની ધારા છુટે, આજે નયમાંથી પ્રભો !
આ હેતનાં હૈયાં ધ્રૂજે, આજે હૃદયમાંથી પ્રભો !
ઓ ! પુત્રતારા સ્નેહના, સાગર હવે ખાલી થશે !
ઓ ! પુત્ર ત્હારા મોહના, માંઝા હવે ભાગી જશે !

ઓ ! પુત્ર ત્હારી ઘેલછા, માતા પિતા નવ સહી શકે !
ઓ ! પુત્ર ત્હારી બાલ્યતાનાં, ઓજસો ઉભરઈ જશે !

અહા ! કીરતાર ! માયાના બંધનની પાછળ જગતના દરેક માનવો મોહાંધ બન્યા છે. એ મોહની માનવને રડાવે તેમાં શું નવાઈ?

કીરતારના દરબારમાં, ઇન્સાફ સાચો એક છે.
ભાવી લખેલુ ના ફરે, એ લેખ ઉપર મેખ છે.

રગતોજીએ માતા પિતાની છેવટની આજ્ઞા મેળવી મહાત્માશ્રી તિર્થ વિજયજી સાથે પ્રયાણ કર્યું. આઠ વર્ષ સુધી સાધુજીવનની કસોટીથી વાકેફ થવા અભ્યાસ કર્યો. બાદ સંવત ૧૯૬૧ના મહા સુદ પાંચમ વસંત પંચમીની દિવ્ય પ્રભાતે ગામ રામસીણમાં તપસ્વી મહાત્મા શ્રી તિર્થવિજયજીના શિષ્ય તરીકે જૈન દિક્ષા અંગીકાર કરી અને તેઓશ્રીનું નામ મુનિમહારાજ શ્રી **શાંતિવિજયજી** સ્થાપન કરવામાં આવ્યું. રામસીણ ગામમાં તે સમયે અનેરો ઉત્સાહ ઉભરાયો હતો અને અતી ધામ ધુમ સાથે શેઠ નોપાજી ડાલાજીના કુટુંબ તરફથી અટ્ઠાઇ મહેત્સવ આદિ કરવામાં આવ્યું હતું.

સાધુ બનવું દોહિલું, વચન બોલવાં સ્હેલ !
તીક્ષ્ણ ધારપર નાચવું, એ વીર નરોના ખેલ !
આત્મને સાધુ બનાવે, તેજ સાધુ થાયછે.
જે આત્મને સમેજ નહિ, તે વિશ્વમાં અથડાય છે.

દિક્ષા સંગીકાર કરી, પરમપદની શોધમાં નીકળેલા આ દિવ્યાત્માએ ભયાનક વન અને પહાડોમાં રહી અનુપમ માર્ગ સાધવાનો નિરધાર કર્યો. વસંત પંચમીના રોજ જન્મેલ એ દિવ્યાત્મા દીન પ્રતિદીન વસંતની માફક ખીલવા માંડયા અને આ દિવ્ય પ્રકાશથી જગતમાં વ્યાપી રહેલા અજ્ઞાન અંધકારનો નાશ કરવા પોતાના જીવનનો વિકાસ (આધ્યાત્મીક

યોગ) આત્મ મસ્તી દ્વારા સચેત કરવા માંડયો. ૐકાર આ વિશ્વનો અમોલો મંત્ર છે, ૐકારની શક્તી અબાધ છે, ૐકાર આત્માને ઉંચ શીખરે પહોંચાડનાર છે, જગતની ચોતરફ, જ્યાં જુઓ ત્યાં ૐકાર સ્થાપન થયો છે. ૐકારમાં પંચ પરમેષ્ઠી તથા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ સર્વનો સમાવેશ થાય છે. યોગેશ્વરો, રૂષીઓ, મહાત્માઓ, અને અવધૂતો આત્મધ્યાન અને ઓમકારના અજબ તાનમાંજ પોતાના જીવ-નનો વિકાસ પૂર્ણ કરી પરમપદને પ્રાપ્ત કરે છે.

આ દિવ્યાત્માએ યોગ માર્ગમાં પ્રવીણ થવાને માટેજ દ્દઢ નિશ્ચય કર્યો હતો. યોગમાર્ગ જાણવાની તાલાવેલીમાં કેટલોક સમય કાઠીયાવાડ તથા માળવા પ્રદેશમાં વિચર્યા હતા પરંતુ યોગ માર્ગનો જાણનાર સત્ય વ્યક્તિ તેમના અનુભવમાં નહિ આવવાથી આખેરે આબુના પહાડમાં ઓમકારની અજબ મસ્તી માં પોતાનું આસન ઝમાવ્યું.

વસિષ્ઠાશ્રમ પાટનારાયણ ગુરૂશિખર રૂષીકેશ આદી સ્થાનો આબુના પહાડમાં આવેલાં છે. વસિષ્ઠાશ્રમ પાટનારાયણ અને ગુરૂ શિખરનાં સ્થાનો તો એવી ભયાનક ભૂમીમાં આવેલાં છે કે જ્યાં વાઘ સિંહ આદી હિંસક પ્રાણી સિવાય ભાગ્યેજ કોઇનો મેળાપ થઇ શકે. જે સ્થાન પર પૂર્વ સમયમાં ધ્યાનસ્થ દશા ભોગવી મહાન રૂષીવરો પરમ પદને પામ્યા છે તે માર્ગ આ દિવ્યાત્માએ અંતરમાં વર્યો.

નીકળ્યા અરે ! એવન વિષે, મૃત્યુ તણો ભય છોડીને
માયા અને મમતા તણાં, સહુ બંધનોને તોડીને

આબુના પહાડમાં ઉપર જણાવેલા સ્થાનોમાં મરણના ભયનો નાશ કરી મૃત્યુને હથેલીમાં રાખી મહાન ઘોર પરીસહો અને અત્યંત કષ્ટો સહન કર્યાં છે કે જેનું પુર્ણ આલેખન આ સ્થળે કરવામાં આવે તો નયનો ચોધાર અશ્રુ વહાવે.

આત્મધ્યાનમાંજ મસ્ત બની પરમપદને પ્રાપ્ત કરવાની તાલાવેલીમાં ૭ ૭ માસ સુધી મીઠા વગરના અડદના બાકુળા અને બીજા અનાજો ઉપર પૃથક્ પૃથક્ રીતે રસેન્દ્રીયનો નિગ્રહ કરી બાર વરસ સુધી મૌન વ્રત સાથે ઘોર તપશ્ચર્યાઓ અને ભયંકર ઉપસર્ગો સહન કર્યાં છે.

પીંડવારા સ્ટેશનથી એક માઇલ દૂર અજારી ગામ આવેલું છે તે અજારી ગામની નજીક ખજુરીના એક ભયાનક જંગલ વચ્ચે મારકંડ રૂષીનું આશ્રમ આવેલું છે તે આશ્રમની લગોલગ સરસ્વતી માતાનું અત્યંત પુરાણું સ્થાન આવેલું છે. ખજુરીના વૃક્ષોની ઘનઘોર ઘટાની વચમાં આ ભવ્ય સ્થાનો પાસે એક પાણીનો ઝરો વહી રહ્યો છે જ્યાં કુદરતી ગંગા ફુટેલી છે.

પૂર્વ સમયમાં અનેક રૂષી મુનીઓ યોગેશ્વરો અને આત્મધ્યાની પુરૂષોએ આપવીત્ર સ્થાનમાં રહી આત્મ ધ્યાન કર્યું છે. જેવાંકઃ— **વસિષ્ઠરૂષિ, વિશ્વામીત્ર, બપભદ્રસૂરી મહારાજ, અભયદેવ સૂરીમહારાજ, સિધ્ધસેન દિવાકર, ભોજરાજા, પંડીત કાળીદાસ, કળી કાળસર્વજ્ઞ** હેમચંદ્રાચાર્ય મહારાજ આદી અનેક મહાપુરૂષોએ આપવીત્ર ભૂમીમાં રહી આત્મ જ્યોતને ઝગાવી છે એજ ભૂમીમાં આ દિવ્યાત્મા એ પણ મૌનવ્રત સાથે ૭ છમાસ સુધી ધ્યાન કરી દિવ્ય જ્યોત ઝગાવી. તે સમયે તેઓશ્રીની સાથે કેવરલીગામના એક પંડીત લક્ષ્મીશંકર રહેતા હતા તેઓને કુદરતી સંસ્કૃતનું જ્ઞાન પ્રાપ્ત થયું અને ત્રણ દીવસમાં ગીતાના અઢાર અધ્યયનના શ્લોકો કંઠ સ્વરે થયા જે લક્ષ્મીશંકર હાલવિદ્યમાન છે અને તે પણ ઇશ્વર ભજનમાંજ પોતાનું જીવન વ્યતીત કરે છે.

પૂજ્ય બનવાનો દાવો નહિ કરતાં પૂજક બનવાની સાચી અભી-

લાષા, ગુરૂ બનવાનો દાવો નહિ કરતાં શિષ્ય બનવાની સાચી મનો-દશા, આત્માની અનહદ શાંતી અને વિશ્વકલ્યાણની ભાવના જેઓ શ્રીના રોમે રોમમાં વહી રહી છે જે જગત આજે પ્રત્યક્ષ નીહાળી રહ્યું છે.

જીવદયાના આશયને પુર્ણ કરવાના હેતુથીજ તેઓશ્રી લોક-શાસનમાં જગતની દ્રષ્ટીએ બહાર આવ્યા છે. અહીંસા અને સત્ય એ તેઓશ્રીના મુખ્ય સિદ્ધાંત છે.

સંવત ૧૯૭૩ ની સાલના અરસામાં તેઓશ્રી જોધપુર પ્રદેશમાં આવેલ જસવંતપુરા પરગણામાં સુદાના પહાડ ઉપર બીરાજતા હતા, જ્યાં ચામુંડા દેવીનું એક જગમશહુર મંદિર આવેલું છે જ્યાં દશેરા નવરાત્રી આદી તહેવારોમાં ઘણાજ મુગા પ્રાણીઓની ધર્મના બ્હાને હીંસા થતી હતી તે સમયે તે પહાડ ઉપર આવેલ સુદાતળાવનું પાણી લોહી જેવું બની જતું. તે સ્થાનમાં રહેતા પૂજારી વર્ગને સદુપદેશ કરી જોધપુર સ્ટેટ દ્વારા જીવહીંસા બંધ કરાવી અને અહીંસાસૂત્રનું પ્રથમબીજ ત્યાંજ રોપાયું.

દીન પ્રતીદીન અહીંસાના સૂરો તેઓશ્રીના રોમે રોમમાં ઘડી ઘડી અને પળે પળે ભોંકાતા ગયા તેમજ આત્મજ્ઞાનના અદ્વૈવત પ્રભાવથી સેંકડો રાજા મહારાજાઓ અને વિશ્વના અસંખ્ય માનવો યુરોપીઅન, પારસી, મહોમેડન આદિ જ્ઞાતીના ભેદભાવ વગર હરેક માનવો તેઓશ્રીના સંસર્ગમાં આવતા થયા તેમ તેમ જીવદયાનાં સૂત્રો હરેકને તેઓશ્રી પઢાવતા ગયા.

ડંકો બજાવ્યો વિશ્વમાં હીંસા બચાવા તેં પ્રભો !
જગાવ્યા ખરેખર ગાજવી હીંસા મચાવા તે પ્રભો !

હાકલ કરી આ વિશ્વમાં હીંસા અટકાવી તેં પ્રભો!
મેણા અને ભીલજાતનાં માનવ ભુઝાવ્યાં તેં પ્રભો!

ભીલ, મેણા, હરગડા આદી હીંસક કોમના અસંખ્ય માનવોને દારૂ અને માંસાહાર બંધ કરાવી પુનીત પંથે પ્રેર્યા. ભીલ અને મેણાની ત્યાં એવી જાત ક્રૂર છે કે માત્ર કપડાંની ખાતર માનવને જાનથી મારી નાંખે તેવી કોમમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો અને હીંસાથી અટકાવવા મારકંડ આશ્રમમાં આવેલ સરસ્વતીજીના સ્થાનમાં છેલ્લા પાંચ વર્ષથી અજ્ઞાત કોમના છોકરાઓને વિદ્યાદાન આપવા વિદ્યામંદિર ખુલ્લુ મુક્યું છે જ્યાં ઘણા વીદ્યાર્થીઓ જ્ઞાન સંપાદન કરે છે.

સંવત ૧૯૮૮ ની સાલમાં આ દિવ્યાત્મા આબુ ઉપર દેલવારા મુકામે બીરાજતા હતા જે સમયે દશેરા નવરાત્રી આદી તહેવારો નજીક આવતા હતા. અહીંસાના આશયને પુર્ણ કરવા દશેરા નવરાત્રી આદી તહેવારોમાં ધર્મના બ્હાને મુંગા પ્રાણીની થતી હીંસા બંધ કરાવવા ભારતના તમામ દેશી સ્ટેટોમાં તાર દ્વારા પોતાનો દિવ્ય સંદેશ પહોંચાડયો. તેઓશ્રીના સંદેશને શીરોમાન્ય કરી કોઇએ કાયમને માટે તો કોઇએ અમુક અમુક સમયને માટે હીંસા બંધ કરવા તેઓશ્રીના દિવ્ય સંદેશને માન્ય કર્યો. આજે પણ હીંદભરમાં થતી દૂધાળા ઢોરની કતલ બંધ કરાવવા વાઇસરોય સુધી સંદેશ પહોંચાડી નરેંદ્ર મંડળ અને ધારાસભા દ્વારા કાનુન કરાવા ભારતના ચારે ખૂણામાં પ્રચંડ ધ્વની સળગાવ્યો છે.

એક સમય આ દિવ્યાત્મા આબુની આસપાસના ગામોમાં વીચરતા હતા જ્યાં શીવગંજ પાસે એક પોમાવા કરીને ગામ આવેલું છે. ફરતાં ફરતાં તે ગામ રસ્તામાં આવતું હોવાથી તેમજ ગામ લોકોનો અત્યંત આગ્રહ હોવાથી પોમાવા ગામમાં પધાર્યા. પોમાવા ગામમાં એક

મારવાડી ગૃહસ્થ રતનચંદજી રહેતા હતા તેઓનાં ધર્મપત્નીને વીશ-સ્થાનકની ઓળીનું વ્રત ઉચ્ચરવાનું હતું. તેઓને રાત્રીના કોઇ દિવ્ય સંકલ્પ થયો કે ગુરૂ મહારાજ સમક્ષ વ્રત ઉચરી લક્ષ્મીનો સદઉપયોગ કરવો એવો દઢ નિશ્ચય કર્યો અને બીજે દીવસે સવારના આ દિવ્યાત્મા સમક્ષ પોતાની જીજ્ઞાસા દર્શાવી તે મુજબ વર્તવા નકકી કર્યું.

રતનચંદ શેઠના રહૃદયમાં આવી એકાએક જાગૃતી થાય અને ખુલ્લા હાથે લક્ષ્મીનો સદ ઉપયોગ કરે એવી માન્યતા ગામ લોકોમાં અસંભવીત હતી. રતનચંદ શેઠે પોતાનો દિવ્ય સંકલ્પ પુર્ણ કરવા અતિધામધૂમ સાથે અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કર્યો અને આજુબાજુના ગામમાંથી સહસ્ત્રગણ્ય માનવોને નોતર્યા. આઠ દીવસ સુધી નવકારશીનાં જમણ ચાલ્યાં અને કોઇ પણ પ્રકારની હરકત શિવાય એ દિવ્યાત્માની દિવ્ય છાયા નીચે અતી હર્ષ સાથે વ્રત ઉચર્યું અને નીર્વીઘ્નપણે શુભકાર્ય સમાપ્ત થયું જેમાં રતનચંદ શેઠે ઘણી જ સારી લક્ષ્મીનો સદઉપયોગ કરી પોતાના મનના મનોરથ પુર્ણ કર્યા અને પોમાવા ગામમાં જયજયકાર વર્તાયો. ગામ લોકો પણું રતનચંદ શેઠની ઉદારતા નિહાળી ચકિત બન્યા. મહાન પુરૂષની છાયા અકળ હોય છે કે એ જ્યાં પધારે ત્યાં ન બનવાની લીલાઓ બની જાય અને જીવ-નમાંના નીહાળ્યું હોય તે સર્વ પ્રત્યક્ષ [illegible] થાય.

એક સમય મારવાડમાં આવેલ સાંવડેલી ગામમાં પ્રતીષ્ઠા મહોત્સવ હતો. જેનું મહુરત આદી નકકી થઇ ગયું હતું. પરંતુ મહુરતનો ટાઇમ નજીક આવતાં ગામમાં ભયાનક રોગનો ઉપદ્રવ ફાટી નીકળ્યો તે સમયે આ દિવ્યાત્માધનારી ગામમાં બીરાજતા હતા. સાંવ-ડેલીના કેટલાક શ્રાવકો ધનારી મુકામે એ દિવ્યાત્મા સમક્ષ આવ્યા અને સર્વ હકીકત જાહેર કરી સાંવડેલી મુકામે પધારવા અતી આગ્રહ

અને પ્રાર્થના કરી. તેઓના અતી આગ્રહને માન આપી તેઓશ્રીએ સાંવટેલી તરફ વિહાર કર્યો અને સાંવટેલી મુકામે તેઓશ્રીની પધરામણી થઈ કે તુરતજ ગામમાં શાંતિ સ્થાપિત ગઈ.

પ્રતીષ્ઠામહોત્સવનું મહુરત આદી જાહેર કરી એ દિવ્યાત્માએ પ્રતીષ્ઠા મહોત્સવના સંબંધમાં બોલી બોલવાનો આદેશ કરી જણાવ્યું કે હાલમાં બોલી બોલશો તો ઘણીજ સારી રકમની દેરાસરમાં આવક થશે સમય ગયા પછી મુશ્કેલ પડશે. તેઓશ્રીના દિવ્ય સંદેશને શીરોમાન્ય કરી ગામ લોકોએ એકત્ર થઇ (ઉછામણી) બોલીની શરૂઆત કરી જ્યાં કલ્પના માત્ર કોઇને નહતી ત્યાં ૮૦૦૦૦) એંશીહજાર જેટલી મોટી રકમની આવક થઇ. સાંવટેલી આજુબાજુના ગામના સંઘો એકત્ર થઈ નવકારશી જમતા નહોતા તે તમામનો કુસંપ નાશ કરી પ્રતીષ્ઠાના દીવસે નવકારશીનું જમણ નક્કી કર્યું. ધાર્યા કરતાં ઘણુંજ માણસ વધી પડવાથી કાર્યવાહકો ગભરાયા પરંતુ એ દિવ્યાત્માની લબ્ધીના પ્રભાવથી હજારો માનવો જમ્યું અને સ્નેહસ્વામી વાત્સલ્યનાં ઝરણાં વહાવ્યાં- આ સર્વ એ દિવ્યાત્માનીજ દિવ્ય લીલાનું પરિણામ હતું

આ વિશ્વમાં પ્રસરી ગઇ છે દિવ્યતા ત્હારી પ્રભો !
આ વિશ્વમાં ઘરઘર વિષે જ્યોતી ઝગી ત્હારી પ્રભો !

સંવત ૧૯૮૯ ની સાલમાં શ્રી બામણવાડજી મુકામે અખીલ ભારતીય પોરવાલ જ્ઞાતિનું સંમેલન એકત્ર થવાનું હતું જે સમયે આ દિવ્યાત્મા અચળગઢ મુકામે બીરાજતા હતા. સંમેલનના કાર્યકર્તાઓ અને **શ્રી** મારવાડના સંઘના અતિ આગ્રહને માન આપી અચળગઢથી વિહાર કરી ચૈત્ર સુદ અગીયારસ–બારસના અરસામાં તેઓશ્રી બામણવાડજી પધાર્યા હતા જે સમયે આ દિવ્યાત્માનું સામૈયું કરવામાં સાતસેમણના આશરે ઘીની આવક થઇ હતી.

સંમેલનની પુર્ણાહુતીના દીવસે મારવાડનો શ્રીસંઘ અને પોરવાલ સંમેલનમાં એકત્ર થયેલ વીશહજાર ઉપરાંતની માનવમેદની એ મળી તેઓશ્રીને ચૈત્ર સુદી ત્રીજના રોજ આ દિવ્યાત્માને **અનંતજીવ પ્રતિપાળ, યોગલબ્ધીસંપન્ન રાજરાજેશ્વર** આદી પદવીઓ અતી હર્ષ સાથે અર્પણ કરી હતી જે સમયે મારવાડમાં વપરાતા ચુડાનો રિવાજ બંધ કરાવવા આ દિવ્યાત્મા એ ઘણાજ કુટુંબને પ્રતીજ્ઞાઓ કરાવી હતી.

એક સમય બામણવાડજી મુકામે શિરોહી ઇલાકાના અઠ્ઠાશી ગામના વૃદ્ધ રાયકાઓ અઢીસોના આશરે આ દિવ્યાત્માના દર્શનાર્થે પધાર્યા હતા તેઓને દારૂ હીંસા તથા અમલ આદી બંધ કરી શુદ્ધાચાર પાળવા પ્રતીજ્ઞાઓ કરાવી હતી. અને તે મુજબ હરેક ગામમાં પળાવવા માટે રાયકા જ્ઞાતિ દ્વારા કાનૂન કરવામાં આવ્યા હતા. બામણવાડજી મુકામે અસંખ્ય માનવમેદની તેઓશ્રીના દર્શનાર્થે ઉલ્ટી હતી કે એક માસ સુધી તો રાત્રી અને દિવસ અસંખ્ય માનવોની મેદની જામેલી જ રહેતી હતી. તે સમયે અસંખ્ય માનવો તેઓશ્રીના દિવ્ય દર્શનનો લાભ લઇ પાવન બન્યા હતા. આખાએ શિરોહી ઇલાકામાં જ્યાં જ્યાં તેઓશ્રી વિચર્યા છે, ત્યાં ત્યાં કુસંપની જડ નાબૂદ કરી આનંદનાં ઝરણાં વહાવ્યાં છે અને ચોથો આરો વર્તાય છે. એક સમય શિરોહીમાં દેરાસરનો ધ્વજ દંડ ચઢાવા ઘણા માનવો એકત્ર થયા હતા; પરન્તુ ધ્વજદંડ ચઢતો નહતો. આખરે આ દિવ્યાત્માએ જઇ હાથ અડાડયો કે તુરત જ ધ્વજદંડ ચઢી ગયો. આજે તેઓશ્રીના મુખેથી વચનસિદ્ધિમાં અમૃત વહી રહ્યું છે, કે જે અમૃત દ્વારા મૃત્યુની સોડમાં સૂતેલા માનવો તથા અસાધ્યરોગીઓ પાવન બની આશીર્વાદમાત્રથી સજીવન બન્યા છે.

સંવત ૧૯૯૦ ના કારતક સુદ પુનમના રોજ બામણવાડજી

મુકામેથી દુજાણા ગામવાળા એક મારવાડી ગૃહસ્થ તરફથી નાની પંચતીર્થીનો સંઘ છરી પાળતાં નીકળ્યો હતો. જે સંઘમાં પાંચહજાર માનવની ઠઠ જાગી હતી. બાવીસ દિવસ સુધી ગામોગામ ફરતો ફરતો આ સંઘ માગશર સુદ ત્રીજના રોજ બામણવાડજી પાછો પધારી ગયો. એ સંઘની દિવ્યતા ઘણી જ અદ્દ્ભૂત હતી કે બે બે શ્રાવકના ઘરવાળા ગામે પણ અતિહર્ષ સાથે આ સહસ્ત્રગણ્ય માનવોની સ્વામી-વાત્સલ્યતા પૂર્ણ કરી, આ બધામાં તેઓશ્રીની અલૌકિક દિવ્યતાજ ધૂરી રહી હતી, તે સંઘમાં કલકત્તાના સુપ્રસિદ્ધ જમીનદાર શેઠ જગતસિંહ તથા તથા બીજાં ઘણાં જ પ્રતિષ્ઠિત કુટુમ્બો સાથે હતાં.

ઇન્દ્રતણી વૃષ્ટિ થઇ, ઝરમર આવ્યો મેહ;
મહાન્ પુરુષ ભાવિ તણો, થયો દિવ્યસંદેહ.

માગસર સુદ બીજના રોજ વીરવાળા ગામે એક વૃક્ષ નીચે શેઠ જગતસિંહજી તથા અસંખ્ય માનવમેદની સમક્ષ મારવાડના શ્રી સંઘે મળી એ દિવ્યાત્માને **જગતગુરુ, સુરીસમ્રાટપદ** અર્પણ કર્યું. જે સમયે ઇન્દ્રમહારાજાએ વૃષ્ટિ કરી હતી. જેની ક્રિયા માગશર સુદ ત્રીજના રોજ બામણવાડજી મુકામે કરવામાં આવી હતી, આ દિવ્ય-સંદેશ ચારે તરફ ફરી વળતાં શિરોહી નરેશ, બિકાનેર નરેશ, લીંબડી નરેશ, જામસાહેબ, પાલણપુર નવાબ સાહેબ, વાવ ઠાકોર, રાજપૂતાનાના એ. જી. જી. સાહેબ તથા બીજા ઘણા ઠાકોરો તેમજ પારસી ગૃહસ્થો તથા યુરોપીયનો, બનારસના પ્રોફેસર વગેરેએ તારો તથા પત્ર દ્વારા તેઓશ્રીને અર્પેલ પદવીઓને સહર્ષ સાથે વધાવી લીધી તથા ગોલવાડ પ્રાંતીય કોન્ફરન્સે પણ ઠરાવ પાસ કર્યો અને ગોલવાડમાં વસતા સહસ્રગણ્ય જૈનોએ તથા વિશ્વમાં વસતા હરેક

માનવોએ તેઓશ્રીને અર્પણ કરવામાં આવેલ **જગદ્દગુરૂ, સૂરીસમ્રાટપદને** માન્ય કર્યું છે.

તરૂવર સરોવર સંતજન,
ચોથા બરખા મેહ;
પરમારથ કે કારણે,
ચારે ધરીયા દેહ.

મહાત્માઓ હંમેશાં જગતના ઉપકારને માટે જ જન્મ ધારણ કરે છે. અને જ્યારે જ્યારે આવી પદવીઓથી તેઓશ્રીને સંબોધવામાં આવે છે, ત્યારે કંઇપણ ઉપકાર આ જગત ઉપર પોતે કરી બતાવે છે. આ દિવ્યાત્માના ઉપકાર સંબંધની દિવ્યલીલાઓ તો ઘણી જ અદ્દભૂત છે, તેને પ્રસિદ્ધ કરવા માટે આ સ્થળે પૂરતું સ્થાન નહિ હોવાથી મુખ્ય મુખ્ય બાબતો જ ચર્ચવામાં આવી છે.

મેવાડ પ્રદેશમાં ઉદેપુર નજીક શ્રી કેશરીયાજી તીર્થ કરીને એક જૈનોનું મહાન્ યાત્રાનું સ્થાન આવેલું છે. તે તીર્થમાં પંડે લોકો મંદિરમાં પૂજન તથા જજમાનવૃત્તિ કરી, મંદિરના પૂજારીઓ તરીકે ત્યાં રહે છે તે શ્રી કેશરીયાજી તીર્થમાં પૂજન–પ્રક્ષાલ આદિની ઘીની બોલી બોલાય છે. તેની વાર્ષિક આવક રૂપિયા દશ હજાર ઉપરાંતની હોવાથી તે આવક મેળવવા પંડાઓએ કોષિશ કરેલી અને વધારામાં તે જૈનતીર્થને વૈષ્ણવતું બનાવવાની તૈયારીઓ ચાલી રહી હતી. જૈનોનો તે તીર્થમાં સ્વતંત્ર હક્ક નથી, તેવું જાહેરનામું પણ મેવાડ રાજ્ય તરફથી જાહેર થઇ ચૂકયું હતું અને ઘણીખરી વૈષ્ણવરીતિની શરૂઆત પણ થઇ ચૂકી હતી. વર્ષો થયાં ચઢાવેલ ધ્વજદંડ તે વખતના દિવાન પંડિત સરસુખદેવપ્રસાદજીની પૂર્ણ મદદ અને સ્ટેટની પોલિસના રક્ષણ દ્વારા દેરાસરમાં હોમ આદિ કરી ધ્વજદંડ ઉતારી નાખી

એકત્રિકાણી ધ્વજા ચઢાવવામાં આવી હતી. મેવાડ રાજ્ય અને જૈનો વચ્ચે આ એક મહાન ક્લેશાગ્નિ ઉત્પન્ન થયો હતો, તેને શાંત કરવા અને રાજ્યને સત્યના માર્ગે દોરવા તેઓશ્રીને જે પદવીઓ અર્પણ કરવામાં આવી તેના બીજા દિવસેજ બામણવાડજી મુકામે પોતાનો અભિગ્રહ જાહેર કર્યો હતો કે ફાગણ સુદ તેરશ સુધીમાં મેવાડ રાજ્ય અને જૈનો વચ્ચે શાંતિ સ્થાપન નહિ થાય તો ઉદેપુરની હદમાં જઇ ફાગણ સુદ ૧૪ થી હું ઉપવાસ આદરીશ. આ સર્વ ઘટના જાહેરપેપરોમાં પ્રસિદ્ધ થઇ ચૂકી હતી.

પ્રસ્તુત હકીકત મુજબ ફાગણ સુદ આઠમના અરસામાં બામણવાડજી મુકામેથી તેઓશ્રીએ ઉદેપુર તરફ વિહાર કર્યો. જે સમયે અસંખ્ય માનવમેદની તેઓશ્રીને ભાવભીની વિદાય આપવા ઉલ્ટી પડી હતી. આ હકીકતની મેવાડ રાજ્યના દિવાનને ખબર પડતાં ત્રણ દિવસ અગાઉથી મેવાડની હદમાં તેઓશ્રીને દાખલ નહિ થવા દેવા સારૂ રાત્રી અને દિવસ મેવાડની ચોતરફ પોલિસપેરો ગોઠવવામાં આવ્યો હતો.

આ દિવ્યાત્મા પોતાના ધ્યાનના અદ્દ્ભૂત બળથી ફાગણ સુદ તેરશના રોજ બપોરના ઉદેપુરથી સાત–આઠ માઇલ દૂર આવેલ ગામ મદારમાં પધારી ગયા. આ હકીકતની ખબર પડતાં પોલિસ અમલદારો દિગમૂઢ બની ગયા અને એ દિવ્યાત્માના ચરણમાં શિર ઝુકાવ્યાં.

પોતાના અભિગ્રહ મુજબ ફાગણ સુદ ૧૪ થી એ દિવ્યાત્માએ ઉપવાસની શરૂઆત કરી દીધી. બે એક દિવસ બાદ સ્ટેટના કેટલાક પ્રતિષ્ઠિત ઓફીસરો સાથે દિવાન પંડિત સરસુખદેવપ્રસાદજી ગામ મદારમાં તેઓશ્રીના દર્શનાર્થે પધાર્યા. જે સમયે દિવાનને આ

દિવ્યાત્માએ ઘણા જ કડક શબ્દોમાં કહ્યું કે "મારા એક સાધુને માટે ત્રણ-ત્રણ દિવસ સુધી આપે મહાન તકલીફ ઉઠાવી પોલિસ આદિને અતિકષ્ટ આપ્યું. આજે હું આપ સમક્ષ બેઠો છું." આપ મને જેલમાં પૂરી શકો છો અગર આપની સત્તાનો બનતો ઉપયોગ કરી શકો છો.

"દિવાનજી! હવે તો વાળ સફેદ થઇ ગયા છે, ડાચાં મરી ગયાં છે, મૃત્યુ આપની આસપાસ ભમી રહ્યું છે; માત્ર ટૂંક સમયના જ હવે આ દુનિયાના આપ મહેમાન છો, માટે આત્માનો કંઇક પણ ખ્યાલ કરી સત્યને ઓળખતાં શીખો.

દિવાનજીનું મૃત્યુ ટૂંક સમયમાં છે તે હકીકત કેશરીઆજીના અભિગ્રહ સબંધમાં જાહેરપેપરોમાં પ્રસિદ્ધ થયું તે સાથે પ્રસિદ્ધ થઇ હતી.

દિવાનજી તુમ હૃદયમાં કરો હવે કંઇ ખ્યાલ,  
દિવાન દિવ્ય દીકપ કરી કરતે પર કલ્યાણ.  
મનુજન્મ મહાપુન્યથી નર ભવ મળીયો સાર,  
ફેર ફેર એ નહિ મળે ઘટમાં કરો વિચાર.  
મૃત્યુફરીયું ચો દિશે ત્રાપ કરે જીમ બાજ,  
મરણ સપાટો આવતાં ડૂબી જશે આ ઝાઝ.  
સત્ય ધર્મ વિણ કોઇ નહિ જૂઠો જગત જંજાળ,  
ટૂંક સમય છે જીંદગી કરશે કાળ શિકાર.  
વાળ સફેદ થયા હવે નૈયાં ડગમગ થાય,  
કરવાનું બહુધા "કર્યું" શાંતિ નહિ લેવાય.  
ફના થશે આ જીંદગી કંઇ નવ આવે સાથ,  
શરણ એક ઇશ્વર તણું સાચો છે જગનાથ.

સત્તા સહુ રહેશે અહીં કુટુંબ ને પરિવાર,
ત્યાં નહિ ચાલે કોઇનું શરણ એક કીરતાર.
કીધાં કર્મ નહિ છોડશે ન્યાય થશે દરબાર,
**શાંતિવિજય** યોગી કહે ભજો હવે કીરતાર.

તેઓશ્રીના દર્શનાર્થે આવેલ ઓશીસરોએ પ્રસ્તુત બાબતમાં જલ્દીથી શાંતિ કરવા પોતાના આંતિક વિચારો દર્શાવ્યા અને તેઓશ્રીને ત્યાં સુધી છાશ વાપરવા માટે અત્યંત આગ્રહ કર્યો. ઓશીસરોના વચનને માન આપી તેઓશ્રીએ છાશ લેવા નિશ્ચય કર્યો. બે–એક દિવસમાં જ આ બાબત ઉપર તેઓશ્રીને વજૂદ નહિ જણાવાથી છાશ લેવાની બંધ કરી દીધી.

ત્રીસ દિવસ સુધી મદાર ગામમાં તેઓશ્રી એક જૈનગૃહસ્થની ઝુંપડી કહીએ તો ચાલી શકે તેવા સ્થાનમાં બિરાજમાન થયા હતા. એક નાની મેડીમાં તેઓશ્રી બિરાજતા અને નીચેના ભાગમાં આસપાસ ઢોર બંધાતાં. જરૂર આ સ્થળે મારે જણાવવું જોઇએ કે એ જૈનગૃહસ્થનાં પણ મહદ્ ધનભાગ્ય અને અનેક જન્મનાં પુન્ય કહેવાય કે આવી મહાન તપશ્ચર્યા સાથે આ દિવ્યાત્મા તેઓના ઝુંપડીમાં બિરાજમાન થયા.

મદાર ગામ જેમાં સોએક ઘરાંની વસ્તી ભાગ્યે જ હશે; તે મદાર ગામ તે સમયે એક શહેર બની ગયું અને આખા મેવાડનો પ્રદેશ તેઓશ્રીના દર્શનાર્થે ઉલટ્યો. જ્યાં અસંખ્ય મનુષ્યોને દારૂ, માંસાહાર બંધ કરાવી પાવન બનાવ્યા. ઉપવાસ ચાલુ હોવા છતાં સવારથી સાંજ સુધીમાં બીનગણતીનાં માનવ તેઓશ્રીના દર્શનાર્થે આવતાં તે તમામને દર્શન આપતા અને સત્ય પંથે દોરતા.

તેઓશ્રીના ત્યાં પધારવાથી સેંકડો અનાથમાનવોને રોજી મળી, તથા ટાંગાવાળાઓને પણ છ છ માસ સુધીની પેદાશ થઇ.

ત્રીસમા ઉપવાસના દિવસે એ દિવ્યાત્મા પોતાના અદ્ભૂત આત્મબળથી ઉદેપુરથી બે ગાઉ દૂર આવેલ ગામ દેવાલી મુકામે પ્રભાતના પધારી ગયા. મદારથી દેવાલી ગામ આશરે પાંચેક ગાઉ થતું હશે. દેવાલી ગામમાં રાજ્યનો એક મોતી મહેલ આવેલો છે જેને અગાઉથી સાફ કરી તૈયાર રાખ્યો હતો. આ દિવ્યાત્મા દેવાલી મુકામે એક વૃક્ષ નીચે બિરાજમાન થયા હતા ત્યાંથી મોતી મહેલમાં પધારી ગયા.

ઉદેપુરના મહારાણા ભોપાલસિંહજીને પણ કોઇ દિવ્ય સંકેત થયો કે તેઓ પણ તેજ દિવસે સવારના પોતાના રાજમહેલમાં દૂધની ખીર કરાવી સાથે લઇ દેવાલી મુકામે મોતીમહેલમાં પધાર્યા અને આ દિવ્યાત્માના ચરણમાં શિર ઝુકાવ્યું, તેમજ શાન્તિ સ્થાપન કરવા એક સૂર્યવંશી મહારાણા તરીકે પોતે વચન આપી પોતાના સ્વહસ્તે ગુરૂમહારાજને ત્રીસ ઉપવાસનું પારણું કરાવ્યું અને હર્ષનાં પુર ઉભરાયાં.

દિવ્ય ભાસ અંતર થયો,
ભોપાળ સિંહ મહારાય.
શાંતિ પ્રભો ! ચરણે પડી,
અંતરમાં હરખાય.
વચન દીધું ગુરુ દેવને,
સૂર્યવંશી મહારાય.
મોતી મહેલમાં પારણું,
મહારાણાથી થાય.

આ નં દ સાં વ તો ય.
શાં તિ સૂ રી ગુ રુ દે વ ના
સકળ લોક ગુણ ગાય.

પ્રસ્તુત ઘટનામાં જે જે દિવ્યલીલાઓ બનવા પામી છે એનું કંઇપણ દિગ્દર્શન આ સ્થળે કરવું અસંભવિત છે. વાંચક પોતે જ તેની કલ્પના કરી લેશે.

જૈનોના સેંકડો વર્ષોના ઇતિહાસમાં એક જૈનસાધુને મહારાણા પોતાના સ્વહસ્તે પારણું કરાવે તે દ્રશ્ય આ ચાલુ જમાનાની અંદર તો પ્રથમ જ છે. શ્રી કેશરીયાજી તીર્થ અને આ દિવ્યાત્માના અભિગ્રહ સબંધમાં ઘણો જ અદ્દભૂત અને અગમ્ય ઇતિહાસ છે કે તે સમયોચિત પ્રસિદ્ધ થશે.

મેવાડ રાજ્ય તરફથી તુરત જ એવું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું કે કેશરીઆજીતીર્થમાં જૈનકોમ શિવાય બીજા કોઇનો સ્વતંત્ર હક નથી. માત્ર શ્વેતામ્બર અને દિગમ્બરના હક સબંધમાં રાજ્ય તરફથી કમીશન નીમવામાં આવ્યું.

માઉન્ટ આબૂ ઉપર જાનવરોના રક્ષણ માટે ગુરુદેવ શ્રી વિજય-શાંતિસૂરિશ્વરજી એનીમલ હોસ્પીટલ છેલ્લા પાંચ વર્ષથી ખુલ્લી મૂકવામાં આવેલી છે; જેમાં મુંગાં બિમાર જાનવરોની સારવાર કરવામાં આવે છે. તે હોસ્પીટલના ફંડમાં ઉદેપુરના મહારાણાશ્રીએ તે સમયે અમૂક રકમ આપવા જિજ્ઞાસા બતાવી હતી.

એનીમલ હોસ્પીટલની જગા રાજપૂતાનાના ગવર્નર જનરલ સર રેનોલ્ડ સાહેબે કાયમના પટે અર્પણ કરી છે. તથા રાજપૂતાનાના પોલિસ કમિશ્નર સાહેબે રાજપૂતાનાને માટે એવો

ઉજ્વળ બનાવી આત્મને એ વીર સાચો નીવડયો,
જંગલ અને પહાડો ફરી એધીર સાચો નીવડયો.
મૃત્યુ તણો ભય છોડીને મસ્તી જગાવી આત્મમાં,
હીંસકપશુ નીજ સમગણી ધૂની ધખાવી આત્મમાં;
ૐકારના શુભ ધ્યાનથી સિદ્ધી ખરેખર પામીયા,
વર્ષો થકી તપ આચરી એ આત્મરસમાં ઝામીયા.

આ દિવ્યાત્માની અદ્દભૂત શકિત અને અલૌકિકતાનું વર્ણન કરવામાં કોઇ વિદ્વાન માણસ તેઓશ્રીના વિચારો લખવા વિચારે તો પુસ્તકોના થોકથોક ભરાય તો પણ પુરી રીતે તો લખી શકે જ નહિ, એટલેકે તેઓશ્રીના અગાધ ગુણોનું વર્ણન કરવું આ સ્થળે અશક્ય છે. તેઓશ્રીને ઓળખવા તે ઇશ્વરને ઓળખવા બરાબર છે તેઓશ્રીની આત્મ શકિતનો જેઓને અનુભવ થયો છે તેઓજ કેટલાક અંશે તેઓશ્રીને પીછાણી શકે છે ઉપરના **શાંતિવિજયજી** જુદા છે અને અંદરના **શાંતિવિજયજી** તે જુદા છે જો અંદરના **શાંતિવજયજીને** ઓળખવામાં આવે તોજ સાચા **શાંતિવિજયજીને** ઓળખી શકાય.

"અહો ! સમાજ તારા આંગણે આજે એક દિવ્ય ગંગા વહી રહી છે.

"અહો ! સમાજ તારા આંગણે આજે એક તેજસ્વી હીરો તેની પૂર્ણ જ્યોત પ્રકાશી રહ્યો છે.

"અહો ! સમાજ તારા આંગણે આજે એક દિવ્ય દીપક વિશ્વની ચોતરફ તેની ભવ્યતા ફેંકી રહ્યો છે.

અંતમાં મારી તો એટલીજ પ્રાર્થના છે કે કોઇ પણ પ્રકારનો ભેદ ભાવ માન્યા વગર હરેક માનવો તેઓશ્રીના સંસર્ગમાં આવી

તેઓશ્રીની આસપાસ વહી રહેલા વિશ્વપ્રેમ સાગરમાં સ્નાન કરી જીવન નૌકા પાવન બનાવે અને તેઓશ્રીના મુખેથી વહી રહેલા વચન સિદ્ધીના ઝરામાં અમૃતનું પાન કરી પોતાની આંતર તૃષા છીપાવી સત્યનાજ આહક બને એજ મારી સાચી મહેચ્છા છે.

## એ વિશ્વના સાચા ખાખી ફકિરનાં બોધવચનો

કંગાલમાં કંગાલ મનુષ્યમાં પણ દિવ્યતા ગુપ્તપણે બેઠેલી છે હું આંદરને પૂજનારો છું.



વસ્તુનું પીછાન કરવાનું પુસ્તકોદ્વારા થઇ શકે પણ પુસ્તકોનું ધ્યેય તેજ આત્મજ્ઞાન, જ્ઞાનની હદ તે પરમપદ.



તત્વને સમજ્યો નથી ત્યાં સુધી ઉપર ઉપરની બધી ગોકટીંગ છે.



જે સત્ય છે તે મારો ધર્મ છે. બહારની તકલીફ શી વીસાદમાં? આંદરની શાન્તિ વગર બધુ નકામુ છે

વિવેકાનંદ એ પંડિત હતા અને સ્વામી રામ એ જબરજસ્ત આત્માર્થિ હતા.



પ્રવૃતિમાંથી નિવૃતિ લ્યો એટલે નિવૃતમય પ્રવૃતિ કરો.



બની શકે તો તમારા જીવનથી ને છેવટે તમારા વિચારોથી બીજાને પવિત્ર કરો.

મહાનુભાવ! મારે જે જોઇએ છે તે તારી પાસે નથી અને તું કૃપા કરીને મને આપવા માગે છે, તેની મને પરવા નથી.

❦

વિશ્વ મારૂં મિત્ર છે ને હું સૌનો મિત્ર છું.

❦

હું ત્યાગી છું એ ભાવનાનો ત્યાગ તેજ સાચો ત્યાગ કહી શકાય. શાન્તિમય જીવન એજ ખરૂં જીવન છે એકાન્તમાં આનંદ છે ૐ અર્હમ્‌માં પરમ સુખ છે.

મનુષ્યનું જીવન એવું હોય કે જેની દેવતાઓ પણ યાત્રા કરવા આવે, એટલું જીવન જીવજો.

❦

ભાંગ પીધેલા મનુષ્યને જેમ છાશ પીતાં નીસો ઉતરે છે. તેમ આ સંસારમાં સંસારની ભાવનાથી ખરડાએલા આત્માને શુદ્ધ કરવા ૐકાર મંત્રના જાપની જરૂર છે સહુ આત્માને શુદ્ધ કરવા મથજો.

લઘુતાસે પ્રભુતા મલે, પ્રભુતાસે પ્રભૂ દૂર,<br>લઘુતા બીન પ્રભુતા નહિ, લઘુતા ઘટમાં પૂર.

વંદન હો! વંદન હો! વંદન હો!<br>એ આત્મમસ્તિના સાચા<br>ખાખી ફકિરોને કોટાનુ કોટી<br>વંદન હો!

આપ સર્વનો ચરણરજ<br>**કીંકરદાસના નમસ્તે**<br>ફતાસાપોળ, નવીપોળ,<br>**અમદાવાદ.**

—o—

# આં....ત્રી....ક પ્રા....ર્થ....ના

## ( હરીગીત છંદ )

આ જગતમાં ભાગના હતો પણ અમર મારી નવ ઠરી,
મળીયો ખરેખર એક જેણે જીવનમાં શાંતિ કરી,
આશા તણા પાસા બધા સવળા પડયા સાચા અરે !
કાળાંતરે સ્વપ્નું ફળ્યું મહાપુન્યશાળી નર ખરે ! ૧

સ્વર્ગ મળે અપવર્ગ મળે પણ સંત સાચો કયાં જડે,
જે ભાવના ઉરમાં હતી એ ધ્યાનમાં નયનો પડે,
ઓ ! ભારતી માતા ખરેખર વિશ્વવંદ્ય કહાય તું,
દુઃખ હારિણી સુખ કારિણી સુખ અર્પનાર ગવાય તું. ૨

કલ્યાણકારી સૃષ્ટિની દેવી સતી ઓ ! ભારતી,
આનંદકારી સૃષ્ટિની દેવી સતી ઓ ! ભારતી,
જયકારિણી આ સૃષ્ટિની દેવી સતી ઓ ! ભારતી,
પુરૂષાર્થના ઉભરાવતી દેવી સતી ઓ ! ભારતી. ૩

ઓ ભારતી તુજ છત્રછાયામાં ખરેખર દીસતો,
પહાડો અને ભેખડ વિષે એ કર્મદળને પીસતો,
જંગલ ગુફા ભય ભાસતો ત્યાં એકીલા ફરતા ફરે,
એ ઇષ્ટના સાધક થવા હિંસક પશુથી નવ ડરે. ૪

નયનો કમળ સમ દીસતાં મુખચંદ્ર સમ ચળકે ખરે !
શાંતિ તણો સાચો મીનારો જ્યોત અંતરમાં ઝરે !
મદ મોહ માયાને હણ્યાં ને કામ ક્રોધ ગયાં ખરે !
આત્મોન્નતિને સાધવા સિદ્ધાંત સાચાં આચરે ! ૫

વિષ્ણુ કહો બ્રહ્મા કહો જરથોસ્ત કહો કે રામ કહો,
ઇસુ ક્રાઇસ્ટ કહો કે કૃષ્ણ કહો મહાવીર કહો પારસ કહો,

આ સર્વ નામ તણું ખરેખર મૂળ આખર એક છે,
જેને જીવનને જીતીયું તેનો ખરેખર ટેક છે. ૬

એ વિશ્વ આખું એક સમજી અંતરંગે મ્હાલતા.
ઉંચ નીચ કે ધનવાન નિર્ધન સર્વ એક પીછાણતા,
માયા નિહાળી એહની માનવ કદી નવ ભૂલતા,
રાત્રિ અને દિન એહનાં સ્વપ્નાં મહીં સૌ ઝૂલતા. ૭

ગભરૂ અવસ્થા બાલ્ય વયમાં સર્વ છોડી નિસર્યા,
માતૃ પિતુ સ્નેહી સબંધી મન વિષે એ વિસર્યાં,
મમતા બુરી સંસારની એ ભાન અંતરમાં થયું,
ફરતા હતા વન વૃક્ષ ત્યાં ગુરૂ દેવનું શરણું ભયું. ૮

વય આઠ વર્ષ સુધી અરે ! એ ઢોર જંગલ ચારતા,
જન્મે હતા આહીર પણ કંઇ આત્મ આહીર નવ હતા,
ધન્ય આહીર જાતને હો ! ધન્ય આહીર જ્ઞાતને,
ધન્ય એનાં માતને હો ! ધન્ય એના તાતને. ૯

ચંડાળમાં જન્મલેનાર ચંડાળ નવ કહેવાય છે,
વૈશ્નવપણું ધરનાર નર વિષ્નુ નહિ કહેવાય છે,
જે કર્મ બુરાં આચરે તે નર ખરો ચંડાળ છે,
આચારથી જે શુદ્ધ છે તેનો ઉંચો અવતાર છે. ૧૦

પુન્ય આહીરનાં ખીલ્યાં એ વિશ્વના સાધુ બન્યા,
મરિત જગાવી આત્મમાં મૃત્યુ તણો ભય વિસર્યો,
સાચી ધૂની પરમાત્મની એ શોધ માંહે નિસર્યા,
આ દેહની માયા અને મમતા બધી એ વિસર્યા. ૧૧

ત્યાગી બન્યા એ સોળ વર્ષે જૈન દીક્ષા આચરી,
શાંતિવિજયના નામથી આ વિશ્વમાં હાકલ કરી,

નવ ભેદ જાણો કોધમાં સહુ વિશ્વના મહેમાન છે,
નિજ આત્મને અપનાવવો એ વીર નરનું કામ છે. ૧૨
અધ્યાત્મ યોગ પીછાણવા એ ઘોર જંગલમાં ફર્યા,
મતભેદ સર્વે ત્યાગીને એ આત્મ માંહે ઉતર્યા,
સાધક બન્યા જે પૂર્વમાં એ માર્ગ અંતરમાં વર્યો,
પત્થર અને પહાડો વિષે ઓમ્કારનો દીપક ધર્યો. ૧૩
આહા ! અજબ આનંદમાં મસ્તાન થઈ એ નાચતા,
નિર્જર ભયાનક વન વિષે એ સિંહ થઈને ગાજતા,
એકલો આવ્યો જવાનો એકલો નિશ્ચય ખરે !
સાધીશ જો કંઈઆત્મનું તો દેહનું સાર્થક ખરે ! ૧૪
વર્ષો સુધી એ મૌનમાં રાત્રિ દિવસને ગાળતા,
અભિગ્રહ ભયંકર આદરી ને ઈંદ્રિયોને વાળતા,
સ્વાદો તજી સહુ જીભના વર્ષો થકી તપ આચર્યા,
ઉપસર્ગ નડીયા કારમા પણ મન વિષે એ નવ ડર્યા. ૧૫
સાધુ થવું એ દોહીલું પણ વેષ સજવો રહેલ છે,
તિક્ષ્ણ ધારે નાચવું એથી વધુ એ ખેલ છે,
આત્મને સાધુ બનાવે તે જ સાધુ થાય છે,
જે આત્મને સમજે નહિ તે વિશ્વમાં અથડાય છે. ૧૬
આત્મ તત્વ પીછાણવું એ માર્ગ શૂરવીરનો અરે !
ઝૂકવું ખરેખર મસ્તિમાં એ માર્ગ વીરલાનો ખરે !
નવકામ ત્યાં કાયર તણું એ વાડ કંટકની અરે !
હીંમત ધરી આગળ વધે એ વાડ ઓળંગે ખરે ! ૧૭
કંટક તણી વાડો ગુંદીને કોક વીરલો ચાલતો,
એ તિક્ષ્ણ ધારોને વીંધીને કોક વીરલો હાલતો,

કંટક થકીપણ દોહીલું સાચું રસાયણ આત્મનું,
સૌ ઔષધીથી દોહીલું સાચું રસાયણ આત્મનું. ૧૮

ભઠ્ઠી પુરી પકવે નહિ તો સર્વ નિષ્ફળ જાય છે,
કાચું કદી લેવાય તો આખું શરીર કહોવાય છે,
અભિમાન આવી જાય તો પળમાં બધું ધોવાય છે,
અંકુર આવી જાય તો પણ સર્વ ધોવઇ જાય છે. ૧૯

સાચી કસોટી આત્મની સ્હેવું ખરે મુશ્કેલ છે,
નિજ મસ્તિમાં જાગ્રત રહીને સાધવું મુશ્કેલ છે,
દુનિયાતણો સંસર્ગ છોડી જીતવું મુશ્કેલ છે,
આ સર્વમાં વિજયી બને તો મોક્ષ મળવો સ્હેલ છે. ૨૦

ઓમ્કારના સાચા સૂરોના તાનમાં એ નાચતા,
અંતર મહીં વાજીંત્ર એનાં રાતદિન ઉચ્ચારતા,
ઓમ્કારની મસ્તિ મહીં એ ધ્યાનમાં લય પામતા,
ઓમ્કારના સાચા સ્મરણથી પુર્ણ રસમાં ઝામતા. ૨૧

ઓમ્કાર સર્વ મંત્રમાં રાજા સમો કહેવાય છે,
ઓમ્કાર સર્વે મંગલોમાં આદ્યપદ કહેવાય છે,
ઓમ્કારમાં વિષ્ણુમહેશ્વર સર્વ આવી જાય છે,
જૈનોતણા સિદ્ધાંતમાં પરમેષ્ટિ પદ કહેવાય છે. ૨૨

કાર આખા વિશ્વનો સાચો અમોલો મંત્ર છે,
કાર આત્મ સુધારણાનો એક સાચો યંત્ર છે,
સાધુ અને સંન્યાસીનો સાધક ખરો એ મંત્ર છે,
અબધૂત અને યોગીજનોનું ગાન પણ એ મંત્ર છે. ૨૩
કારની શકિત થકી સૌકાર્ય સિદ્ધિ થાય છે,

ઓમકારની શક્તિ થકી સાત્વિક બળ પ્રેરાય છે,
ઓમકાર માંહિ દેવદેવી સર્વ આવી જાય છે,
ઓમકારના ધ્યાને કરી સર્વત્ર શાંતિ થાય છે. ૨૪
આહા ! અજબ ઓમકાર છે આહા ! ગજબ ઓમકાર છે,
સદ્દકાર્યનો સાધક બળી સમ એક એ ઓમકાર છે,
ઓમકાર સાર વિશ્વનું પુજનીક બળ કહેવાય છે,
ઓમકાર કેરા જાપથી માનવજીવન પલટાય છે, ૨૫
ઋષીઓ અને યોગેશ્વરો એ સાધતા નિશ્ચય ખરે,
પણ માનવી નિશ્ચય કરે તો કંઇક પ્રાપ્ત કરે અરે,
સારા જીવનનો સાર સહુ ઓમકારમાં દેખાય છે,
નિજ હર્ષથી ભજતાં થકાં આનંદમંગલ થાય છે. ૨૬
ૐકાર તારા ધ્યાનથી કંઇ વીરનર સાધી ગયા,
ૐકાર તારા ધ્યાનથી કંઇ આત્મમાં ઝામી ગયા,
ૐકાર તારા ધ્યાનથી કલ્યાણ સાચું થાય છે,
ઓમકાર તારા ધ્યાનથી પરમાત્મપદ લેવાય છે. ૨૭
ઓમકાર તારી શક્તિનું વર્ણન ખરેખર શું કરૂં,
ઓમકાર તારી ભક્તિનું વર્ણન ખરેખર શું કરૂં,
ઓમકાર તારા ધ્યાનની ભિક્ષા ખરે માગ્યા કરું,
પણ ગુરુકૃપા જો થાય તો એ ધ્યાન અંતરમાં વરું. ૨૮
આત્મની સાચી ધૂનીમાં પરમપદ ગુરુ પામીયા,
વર્ષો સુધી મસ્તિ કરીને પુર્ણ રસમાં ઝામીયા,
સિદ્ધિ ખરેખર અંતરે વાધી પુરી ઓમકારથી.
લબ્ધી ખરેખર અંતરે વાધી પુરી ઓમકારથી. ૨૯
મૃત્યુ સમાં કષ્ટો સહી એ વીર સાચા નિવડયા,
જંગલ અને પહાડો ફરી એ ધીર સાચા નિવડયા,

શાંતિતણી સાચી સરિતા અંતરે ઉભરઇ રહી,
શાંતિતણી છોળો શરીરના રોમરોમ વહી રહી. ૩૦
વિશ્વપ્રેમ તણો ઝરો આહા ! અજબ છલકઈ રહ્યો,
સમભાવ રસનું પાન પી માનવ સમૂહ હર્ષઇ રહ્યો,
વિશ્વના સહુ પ્રાણીઓ નિજ સમ અરે ! એ માનતા,
ઉંચ નીચ કે નિર્ધન બધાને એકરૂપ પીછાણતા. ૩૧
જગતના ચારે ખુણે સૌ ગાન ગુરુનું ગાય છે,
દર્શન કરીને એહનાં માનવ પુરા હરખાય છે,
નયનો અજબ જાદુભર્યાં અદ્દભૂત પ્રેમ વહાય છે,
એ પ્રેમની છોળો મહીં સહુ સ્નાન કરતા જાય છે. ૩૨

વચનામૃતો ગુરુદેવનાં અમૃતસમાં વરસાય છે,
કર્મો થકી સળગી રહ્યાં માનવજીવન બુઝવાય છે;
ઓમ્ હ્રીં અર્હં તણા સાચા સૂરો ભજવાય છે;
ભક્તિ અને નીતિતણાં શાસ્ત્રો ખરે ઉજવાય છે. ૩૩
ગુરુદેવના ઉપદેશમાં સહુ સાર આવી જાય છે,
વિશ્વમાં સહુ માનવી સૂણતાં થકાં હરખાય છે,
મમતા હૃદયથી ત્યાગીને સમભાવ રસ રેડાય છે,
અહંભાવ અંતરથી તજી સહુ એક આલેખાય છે. ૩૪

આહા ! અજબ ! ગુરૂદેવની ભક્તિ બધે ભજવાય છે,
એ ભક્તિના સાચા સૂરો ચારે તરફ ગજવાય છે,
ભક્તિ તણી કીંમત નથી ભક્તિ ખરે પૂજવાય છે,
અંતર થકી ભક્તિ કરે તો મેલ સહુ ધોવાય છે. ૩૫
સ્વાર્થને છોડી ભજે તો કંઇક સિદ્ધિ થાય છે,
પણ મોહ માયાથી ભજે તો રોઝ સમ અથડાઇ છે,

આશા અને તૃષ્ણામહીં આખું જગત લોભાય છે,
અંતર ખરે ! નિર્મળ બને તો સર્વ આવી જાય છે. ૩૬
આશા અભાગી માનવીને મોહમાં પટકે ખરે,
આશા તણા પાશા મહીં માનવ બધે ભટકે ખરે,
આશા અમર જાણી બિચારો માનવી અથડાય છે,
આશા તણી જંજીરમાં એ રાત દિન રોળાય છે. ૩૭
આશા અજબ જંજીર છે આશા જીવનનું તીર છે,
આશા રૂપી બાજી મહીં જે જીતીયા તે વીર છે,
આશા તણી બાજી અહો ! ચારે તરફ ખેલાય છે,
પાશા પડે સવળા નહિ તો સર્વ હારી જાય છે. ૩૮
આશા તણા પડદા લઈ આખું જગત નાચ્યા કરે,
આશા તણાં ફળ ચાખવા માનવ અહો ! રાચ્યા કરે,
આશારૂપી તીર વાગતાં માનવ પૂરો વીંધાય છે,
મહા પુન્યશાળી હોય તો તે પાર પામી જાય છે. ૩૯
આહા ! દીપક આશા તણો ચારે તરફ સળગી રહ્યો,
આહા ! દીપક આશા તણો માનવ હૃદય ઝળકી રહ્યો,
આશા તજીને કોક વીરલો આત્મનું સાધ્યા કરે,
પણ મુક્તિની સાચી અભીલાષા પૂરી એને ખરે. ૪૦
આશા તણી બાજી તજી ગુરુદેવ શ્રી સાધી ગયા,
દુનિયા તણી જંજીરથી એ સર્વ આરાધી ગયા,
આશાપુરી મુક્તિ તણી એ શોધમાં ફરતા અરે !
માયા તણા બંધન થકી એ આશ ઉચ્ચ અહો ! ખરે. ૪૧
હિંસા કરાવા બંધ ગુરુએ વિશ્વમાં હાકલ કરી,
સત્યના સાચા દીપકની જ્યોત વિશ્વમહીં ધરી,

લખ્ખો મનુષ ભીલ જ્ઞાતિના હિંસક ખરે અપનાવીયા,
ઓમકારના શુભ મંત્રથી સહુનાં જીવન પલટાવીયાં. ૪૨
ઓમકારનો ડંકો બજાવી રાજવી પાવન કર્યા,
હિંસા કરાવા બંધ સૂત્રો જીવદયાનાં પાઠવ્યાં.
કંઇ રોગીઓના રોગ સહુ આશીષથી ચાલ્યા ગયા,
મૃત્યુ બિછાને સૂઇ રહેલા માનવી જાગ્રત થયા. ૪૩
મરૂધર ભૂમિ પાવન કરી ડંડો બજાવ્યો દેશમાં,
મસ્તિપુરી નિજ ધ્યાનની ઝળકી રહી છે વેષમાં,
રાત્રિ દિવસ પળપળ વિષે ગુરુધ્યાનમાં લય થાય છે,
ઓમકારના અદ્‌ભૂત બળથી જ્યોત ભભકાવાય છે. ૪૪
આ વિશ્વના ચારે તરેફ જયઘોષ ઘરઘરમાં કર્યો,
એ કાર્યમાં સિદ્ધિ થવાને યોગને આગળ ધર્યો,
જ્યોતી ખરેખર યોગની આ વિશ્વમાં પ્રસરી રહી,
લખ્ખો જીવો ઉગર્યા અહો ! તેમાં જરા શંકા નહિ. ૪૫
શક્તિ અજબ ! ત્હારી પ્રભો ગુણગ્રામ પામર શું કરૂં,
ભક્તિ કરી હું તાહરી અંતર વિષે રાચ્યા કરૂં,
મેરુ સમો ત્હેં ભાર લાધ્યો કલ્પના પણ ક્યાં કરૂં,
બીંદુ અરેરે ? એહમાંથી વહન હું કેમે કરૂં. ૪૬
ગધા સમો અવતાર મારા જીવન સહુ એળે ગયું,
પણ પુન્ય કંઇક કર્યાં હશે તો શરણ ત્હારૂં સાંપડયું,
બળતા જીવનમાં તેં પ્રભો શાંતી કરી સાચી અરે !
ત્હારા વિના આ જગતમાં કીરતાર સાચો નવ ખરે ! ૪૭
દોરી લીધી છે હાથતો મુજને કદી નવ ચૂકજે,
નિરધાર બાળક તાહરો રસ્તા વિષે નવ મૂકજે,

દોષો અતિ મારા પ્રભો! માગુ ક્ષમા અંતર વિષે,
આ દીન તણો આધાર તારક તું પ્રભો સાચો દીસે. ૪૮

પકડી હવે તારું ગાંઠ તો ભવપાર બાળ ઉતારજે,
મુજ પાપીના દુર્ગુણ કદાપી અંતરે નવ ધારજે,
પાગલ બન્યો તુજ ભક્તિમાં કંઇ માર્ગ નવ સૂઝતો અરે!
તુજ ભક્તિરસના પાનમાં આનંદ મંગલ છે ખરે! ૪૯

સાચી કૃપા ત્હારી હતી તો કંઇક હું આગળ વધ્યો,
ભક્તિતણી મસ્તિમહીં હું છંદ પૂર્ણ કરી શકયો,
બાળક પીતા પાસે હ્રદયથી લાડ ભાવ કર્યા કરે,
તીમ બાળ **કીંકરદાસ ત્હારા** હર્ષમાં નાચ્યા કરે. ૫૦



## દુહા

અતિ આનંદ ઉલટયો છે નથી, લેખન લખી શકિત,
કરાવ્યું ભાન અંતરમાં, સૂઝી સાચી અહો! ભક્તિ. ૧

જગત ભ્રમણા સહુ છોડી, પુરી પ્રીતિ જીવન જોડી,
ગજબ મસ્તિ ખીલી ઘટમાં, નમું છું હાથ કર જોડી. ૨

ફકિર એ વિશ્વના ખાખી ગુરૂ શાંતિ વિજય ત્યાગી,
પ્રભો! એ ટુંક શબ્દોથી, હ્રદય જ્યોતિ પુરી જાગી. ૩

દીસે પ્રભુતા ન પદવીમાં, વિશેષણ સર્વ માયાનાં,
ન હોયે મસ્ત ખાખીને, પ્રભુતા એ ગુમાવાનાં. ૪

જગતમાં ચોતરફ આજે, દિપક ઘર ઘર ઝધ્યો એનો,
વિભૂતિ વિશ્વની સાચી, અહિંસા મંત્ર છે જેનો. ૫

વર્યો સિદ્ધાંત અંતરમાં, સત્ય છે તેજ મારૂં છે,
પ્રભુ ભકિત વિના જગમાં, અરે ! સર્વે અકારૂં છે. ૬

કહાયા વિશ્વના સાધુ, નહિ જ્યાં ભેદ જાતિનો,
નથી પરવા પૂજાવાની, હ્રદય અંકુર ખ્યાતિનો. ૭

ફકિર જે વિશ્વના ખાખી, ન હોયે ટાઇટલો એને,
લઘુતામય રહે છે એ, પ્રભુતા પદવરે જેને. ૮

ક્ષમા અંતર વિષે યાચ્યું, ચરણ રજ સર્વનો હું તો,
કરો મુજ દોષને માફી, પડું છું પાય કરગરતો. ૯

મૂક્યું મસ્તક કૃપાસિંધુ, જીવન તારક પ્રભો ! યાચ્યું,
કહે **કીંકર પ્રભો! શાંતિ**, શરણ ત્હારુ મને સાચું. ૧૦



# કીંકરનો ટુંક પરિચય

ભક્તિ મળે ગરીબાઇમહીં પ્રભુતા મળે ગરીબાઇમહીં
સાચું સૂઝે ગરીબાઇમહીં ગરીબાઇ પ્રભુનું પાન છે
ગરીબાઇ મહા મસ્તાન છે સાચું જીવનનું તાન છે
ગરીબાઇમહીં ભગવાન છે ભક્તિતણું એ સ્થાન છે

ગુર્જર ભૂમિમાં મશહુર ગણાતા રાજનગરના રળીઆત આંગણે ફતાસાની પોળમાં નવી પોળમાં એક જૈન વીશાશ્રીમાળી વણીક પોપટલાલ લલ્લુભાઇ વસવાટ કરતા હતા. તેઓનાં પત્નીનું નામ ચંચળબાઇ હતું. તે ચંચળબાઇની કુક્ષીએ આજથી ત્રીસ વરસ ઉપર મારો (કીંકરનો) જન્મ થયેલ હતો.

મારી દશ માસની વય થતાં હું મહાકમનશીબ અને કીનુ-ભાગી નીવડયો કે મારા પીતાશ્રી મને દશ માસની વયનો મુકી સ્વ-ર્ગસ્થ બન્યા. આ સમયે માતુશ્રીની જીવનસ્થિતી અતી દુઃખમય હતી. મને ઉછેરવાનું કંઇપણ ખાસ સાધન નહોતું. આવા દુઃખદ સંયોગોને લઇ માતુશ્રી ઘણીજ મુંઝવણમાં હતાં.

કુદરત અને પ્રભુ આ જગતમાં હરેકને માટે એકજ છે. ગરીબ કદાપી દુઃખથી મરતો નથી અને શ્રીમંત કદાપી સુખમાં અમર રહેતો નથી. પોતપોતાના કર્માનુસાર માનવ ગરીબ અને તવંગર બને છે. કર્મની ગતી અતી ગહન છે. દુઃખમાંજ પ્રભુને અંતઃકરણથી ભજાય છે એ વાત તો નિર્વીવાદ છે.

માતુશ્રીના અગાધ દુઃખમાં મર્હુમ પીતાશ્રીના વ્યાપાર અંગેના કેટલાક ગ્રાહકો ગોમતીપુર પાસે આવેલ ગામ રખીઆલમાં વસતા હતા તે પૈકી એક વયોવૃદ્ધ વખતબાઇ તથા એકાદ બે ઠાકોરો પીતા શ્રીના મૃત્યુના સમાચાર શ્રવણ કરી માતુશ્રી ને મળવા આવ્યાં. તેઓએ માતુશ્રીના અંતરમાં હીંમત ભરી અને ધીરધાર કરવાની સૂચના આપી. તેઓની સ્નેહભરી સલાહને શીરોધાર્ય કરી. માતુશ્રીએ કેટલાક દાગીના વેચી અમુક રકમ ઉત્પન્ન કરી રખીઆલ ગામમાં ધીરધારનો વણજ શરૂ કર્યો.

રખીઆલ ગામમાં એક મુખી પટેલ ઉમેદભાઇ ધરમદાસ કરીને વસવાટ કરે છે, તેઆએ મારાં માતુશ્રીને ધર્મબેન સ્વીકારી ચોપડા અને હિસાબ આદિ કરવાનું પોતાના હસ્તમાં લીધું હતું જેઓનો ઉપકાર હું આ સ્થળે ભૂલતો નથી.

માતુશ્રીએ અત્યંત દુઃખદ સમયમાં વીરબાળ ગ્રહણ કરી

રખીઆલ ગામના પાધરે પાધરે ભટકી મને ઓગણીસ વર્ષની યુવાન વયે આણ્યો. મારી આર્થીક સ્થિતિ સામાન્ય હોવાના અભાવે સાત ગુજરાતી અને બે અંગ્રેજી ધોરણનો અભ્યાસ કરી સ્કૂલ છોડી મારે નોકરીમાં જોડાવું પડયું.

સને ૧૯૨૩ની સાલમાં મારા ઉપર એક ઇસમે ફોજદારી કેસ કરેલો તેમાં હું નીર્વીઘ્નપણે ફતેહ પામેલો તે સંકટમાં મને કેટલાક માનવોએ ઘણીજ મદદ કરેલી તેઓ સર્વનો હું આ સ્થળે અંતઃકરણ પૂર્વક ઉપકાર માની રહ્યો છું.

આ અસાર અંસારમાં ભ્રમણ કરતો હોવા છતાં કોઇ મહાન્ આત્માનો સત્સંગ મળેતો તેઓશ્રીનો ચરણ સ્પર્શીબની આ માનવજીવનને સાફલ્ય બનાવું એવા તરંગો મારા ઘટમંદિરમાં વીધ વીધ રીતીએ રમણ કરી રહ્યા હતા. સંવત ૧૯૮૪ની સાલમાં આબુના અરણ્ય જંગલોમાં વિચરતા **"વિશ્વના આખી ફકિર મહાત્માશ્રી શાંતિવિજયજી"**ના પવીત્ર દર્શનનો ભોગી બન્યો અને મારી આંતર તૃષા સંતુષ્ટ કરી. આ મહાત્માશ્રીનાં પ્રથમ દર્શન કરાવનાર પ્રિયભાઇશ્રી શાંતેલાલ વીરચંદનો ઉપકાર કેમ ભૂલાય ? પ્રભો ! એના આત્માને દીર્ઘાયુ રાખી પ્રભુતાના ગ્રાહક બનાવે એજ મારી તો સારી મહેચ્છા છે.

**એ આખી ફકિર મહાત્માશ્રી શાંતિ વિજયજીને** મેં જીવન તારક પ્રભો તરીકેજ સ્વીકાર્યા છે. એ પ્રભો।ની દિવ્ય છાયા નીચે મારૂં જીવન અતી આનંદમાં પ્રસારી રહ્યો છું.

મારી પાડોશમાં એક ગંગાસ્વરૂપ ધનકોરબેન રહે છે તેઓની પાસે હું અવારનવાર જતો ત્યારે આ જીવનતારક પ્રભો। સબંધમાં

હું તેઓની સાથે વાર્તાલાપ કરતો. એક સમય એ બેને રાત્રીના સ્વપ્નમાં ગોકુળ મથુરા વૃંદાવનનાં દર્શન કર્યાં જેમાં એક મહાત્માશ્રી અધ્યક્ષ પણે બીરાજમાન હતા. એ બેન સ્વામીનારાયણ ધર્મનાં ચૂસ્ત અનુયાયી છે. બીજે દિવસે સવારે એ બેને સઘળી વાત મને કરી અને મેં એ જીવનતારક પ્રભોનો ફોટો બતાવ્યો તે ઉપરથી તેઓને ચોક્કસ જણાયું કે આજમહાત્માશ્રીનાં મને સ્વપ્નમાં દર્શન થયાં.

પ્રથમ હું મારાં માતુશ્રી સાથે આ બેનને ખરેડી મુકામે એ જીવનતારક પ્રભોનાં દર્શનાર્થે લઇ ગયો હતો, જ્યાં એ પ્રભોએ દર્શન કરતાંની સાથેજ એ બેનના સર્વ સંદેહનું નિવારણ કર્યું અને ત્યારથી એ બેન તેઓશ્રીને સ્વામીનારાયણ ભગવાન તરીકેજ ભજે છે.

મારાં માતુશ્રી ગાંડાં થઇ ગયાં અને અત્યંત કષ્ટોમાં હું ભોંકાયો. એ સર્વ હકીકત મને પ્રથમથીજ તેઓશ્રીએ દર્શાવી હતી અને તેઓશ્રીના સંદેશ પ્રમાણેજ માતુશ્રી સંવત ૧૯૮૯ના પોસ સુદ એકમને પ્રભાતે કાળગમન થયાં. એ તમામ સંકટોમાં એ જીવનતારક પ્રભોનીજ સાચી છાયા હતી.

માતુશ્રીના કાળગમન બાદ એ બેનના આશ્રયમાં રહી મારું જીવન એ **આત્મોદ્ધારક** પ્રભોની દિવ્ય કૃપાનુસાર અનેરા આનંદ સાથે ભક્તિમાં વીતાવી રહ્યો છું.

**“એ વિશ્વના ખાખી ફકીર** મારા **જીવનતારક પ્રભો! મહાત્માશ્રી શાંતિવિજયજીને ત્રિકાળ વંદન હો!** :

# તિર્થરૂપ માતુશ્રીના સ્મણાર્થે

## ગઝલ

અરે! ઓ માત તું ચાલી, સીડી તેં સ્વર્ગની ઝાલી;
મૂકી તુજ બાળને હાલી, અરે! સંસાર શા માટે? ૧

દુઃખોના ડુંગરો દેખ્યા, નયનથી સર્વ આલેખ્યા;
વિના સાધન સહુ પેખ્યા, અરે! સંસાર શા માટે? ૨

ગયા જ્યારે પીતા સ્વર્ગે, કરજ દેવા તણું વળગે;
વિના લક્ષ્મી હૃદય સળગે, અરે! સંસાર શા માટે? ૩

જતાં એ ગામ રખીઆલે, વણજ ધીરધાર નો હાલે;
મદદ ઠાકોરની ઝાલે, અરે! સંસાર શા માટે? ૪

પટેલ ઉમેદની માયા, ભગીની ધર્મ બતલાયા;
હતી ત્યાં એહની છાયા, અરે! સંસાર શા માટે? ૫

સુખીનીજ પુત્રની આશા નિરખવા બહુ કર્યા પાશા;
મળ્યા કુદરત તણા જાસા, અરે! સંસાર શા માટે? ૬

મગજ અસ્થિર બન્યુ માતા, નીરખવા લોક ઉભરાતા;
તમાશા નિત્ય બહુ થાતા, અરે! સંસાર શા માટે? ૭

પ્રભો! શાંતિ ગુરૂ રાયા, અમીરસ અંતરે પાયા;
લીધી છે એહની છાયા, અરે! સંસાર શા માટે? ૮

બન્યું તે સહુ કીધું આગે, કદી હીંમત નહિ ભાગે;
ધૂની ભકિત તણી જાગે, અરે! સંસાર શા માટે? ૯

થયો ધનકોરનો ભેટો, મદદ એની પ્રભો! લેતો;
અતિ આનંદમાં રહેતો, અરે! સંસાર શા માટે? ૧૦

ફરી નિંદા આતી લોકે, રડ્યા એ પર દુઃખે પોકે ;
અરે કુદરત નહિ રોકે, અરે ! સંસાર શા માટે ? ૧૧

કરુંછું પ્રાર્થના આજે પ્રભો ! એ માતના કાજે ;
હૃદય રડતો કહે ફીંકર, અરે ! સંસાર શા માટે ? ૧૨

તમારો વિયોગી બાળક
ફીંકરદાસનાં અંતીમ
વંદન



# આભાર દર્શન

## આત્મપ્રિય શેઠજી શ્રીયુત હિંમતલાલ પ્રભાશંકર શુકલ. બી. એ. એલ. એલ. બી. વકીલ. અમદાવાદ.

આ સ્થળે હું તેઓશ્રીનો ઉપકાર કદાપી ના ભૂલું. જુજ સમયની નોકરીના પ્રયાણમાં કદાપી નોકર તરીકેની ભાવના ઉરમાં નહિ લાવતાં મારા ઉપર અંતઃકરણનો શુદ્ધ પ્રેમ વહાવ્યો છે કે જે પ્રેમના ઝરામાં અદ્યાપિ સુધી હું સ્નાન કરી રહ્યો છું. નોકરીના અંગે બજાવવાની ફરજોમાં થતા મારા દોષો તરફ કદાપી ખ્યાલ નહિ લાવતાં શુભ નિષ્ઠા અને સાચા સ્નેહનો મને ભોગી બનાવ્યો છે. વખતો વખત આબુના પહાડની મારી મુસાફરી અને ભક્તિની ઘેલછા ને સ્વયંપણે પીછાણી જે જે તકો મેળવી છે અને મેળવું છું તે સર્વમાં તેઓશ્રીની પ્રેમ ભાવનાને જ પ્રથમ સ્થાન છે.

**આ" ભક્તિરસ કાવ્યો અને આત્મચિંતન પદો,,**

પ્રસીદ્ધ કરવા હું સફળદાયક નીવડયો તે બદલ તેઓશ્રીનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. કારણ કે તેઓશ્રીમાં નોકરીના સમયની જ વિશેષ લાભ ઉઠાવી મારા આરંભેલ કાર્યને પુર્ણ કરી શકયો છું.

પ્રભો ! તેઓશ્રીને કુટુંબ સહિત દીર્ઘાયુ રાખી સાચા ભક્તિ શાળી અને નીતીવાન બનાવે એજ મારી સાચી મહેચ્છા છે. આ સર્વમાંએ "દિવ્યાત્માની" કૃપાનોજ ધોધ વૃષી રહ્યો છે.

આપનો
ઠીંકરદાસના નમસ્તે
કતાસાની પોળ નવી પોળ
અમદાવાદ.



આબુ દેલવારા મુકામે

## શ્રીયુત જગમોહનદાસના

### થયેલ સમાધિ મરણ નીમીત્તે

દુહા

મરણ સમાધિમય થવું પુન્યવાન કહેવાય,
એ નર સાધે આત્મનું નૈયા પાર પમાય. ૧
જીવન લગે ભક્તિ કરે મરણ સમય નવ થાય.
અંત પળે વિસરાય તો સર્વે નિષ્ફળ જાય, ૨
ભાસ થયો અંતર વિષે જવું હવે નીરધાર,
૭ દીન પહેલાં ચીંતવ્યું શાંતિ પ્રભો ! દાતાર. ૩
એહ મુજબ સર્વે બન્યું શરણુ એક ગુરૂરાય,
મરણ સમાધિ મય થયું પુન્યવાન કહેવાય. ૪

## હરીગીત છંદ

જગમોહન તું નિસર્યો જગતજી મૃત્યુ તણા પંથમાં,
અમર રહ્યો તુજ આતમા યુગ વિષે જ્ઞાની તણા ગ્રંથમાં;
જ્યોતિ જાગી અંતરે ગુરૂતણી ઘટમાં સમાધિ વરી,
વિશ્વ તણા ખાખી ફકીર સાચા **ગુરૂદેવશાંતિસૂરિ.** ૧

પુરણ કૃપા દાતાર ઇષ્ટ જ્ઞાની ગુરૂવર પ્રભો ! ચર્ણમાં,
દેહ તજી તું ચાલીયો અરેરે ! જગદીશના શર્ણમાં;
વૈશાકે ઓગણીસ તાણુંસાલે શુદ બારશે સંચર્યો,
અસ્ત સમય રવિવર તણો થતાં તેં મુક્તિ કિનારો વર્યો. ૨

કીર્તિ યશ ઉજ્વળ મૂકી મીનારો સાધ્યો અહો ! સ્વર્ગનો,
બદલો તું પામ્યો ખરે જીવનમાં ગુરૂદેવ સંસર્ગનો,
સ્નેહી સજ્જન સર્વમાં અરે ! તું મૂકતો ગયો નામના,
પુન્યેશ્વર તું માનવી જગતનો સત્વર પુરી કામના. ૩

પુન્ય અતિ ભરપુર હોય જેનાં તે નર ભજે ઇષ્ટને,
દિવ્ય દીપક પ્રગટે અરે ! ઘટ વિષે હરદમ જપે ઇષ્ટને;
જાવું નિશ્ચય સર્વને જગતજી કીરતારના ધામમાં,
પરદુઃખભંજન કાર્ય કંઇ કર્યું હશે તે આવશે કામમાં. ૪

શાંતિ પ્રભો ! શાંતિ પ્રભો ! સદા હું અંતર વિષે ધ્યાવતો,
એવિણ નહિ આધાર છે જીવનમાં ગુણ એહ ના ગાવતો;
શરણું સદગુરૂવરતણું જીવનમાં સાચો ખરે ટેક છે,
**કીંકર** કહે મુજ આતમતારક પ્રભો ! શાંતિ ગુરૂ એક છે. ૫

# ચમત્કારિક જૈન યોગી.

[ ગુજરાતીપંચ, તા.૬-૧-૩૬ ના અંકમાંથી ]

આબુના જાણીતા જૈન યોગીશ્રી. વિજયશાંતિસુરીશ્વરજી મહારાજ હાલમાં મારવાડમાં સરસ્વતી અરણ્યમાં બીરાજે છે. આ યોગીરાજે એક દિવસ એક હજાર માણસોને આમંત્રણ આપ્યું હતું પરંતુ પાંચ હજાર માણસો ત્યાં ભેગા થવાથી ભોજન કરનારાઓ ફીકરમાં પડયા હતા પરંતુ યોગીરાજે તેમને ખાત્રી આપી હતી કે રાંધેલો ખોરાક જેટલા આવશે તે બધાને પુરો પડશે. આ મુજબ ૫ હજાર માણસોએ ભોજન કર્યાં છતાં પાછળથી ૫૦૦ માણસો ધરાઇને ખાય તેટલું વધ્યુ હતું।

## આચાર્યશ્રી વિજય કેસર સૂરીજીના અંતીમ ઉદ્દગારો

[આત્મોન્નતિકારક વચનામૃતોસાંથી]

પાચમની સવાર થઇ ઝાડા બંધ થઇ ગયા હતા પોતે પોતાના સમુદાયને જણાવ્યું કે આબુશ્રી **શાંતિવિજયજી** આવીને મને મળી ગયા અને તેઓએ કહ્યું છે કે હવે જવાની તૈયારી કરી લો. પ્રથમ મેં તેઓને એક સમય કહ્યું હતું કે મારા અંત સમયે મારી ખબર લેજો.

## તપસ્વી મુનીશ્રી મિશરીલાલજીના આંત્રિક ઉદ્દગારો

(વાંચકની વિચારસૃષ્ટી સ્થાનકવાસી જૈન તારીખ ૧૧-૧-૩૭ માંથી)

૨૫૬મા ઉપવાસની રાત્રે મને એક દિવ્ય પ્રકાશ દેખાયો તેમાં **આબુવાળા યોગીરાજ આચાર્યશ્રી વિજયશાંતિસૂરીશ્વરજી**

મહારાજનાં દર્શન થતાં તેમણે આદેશ આપ્યો કે તમારી હઠ છોડી દઇ પારણું કરો. આથી પુર્ણ શ્રદ્ધા થઇ કે ગુરૂદેવનો જે હુકમ છે તેનો કુદરત સાથે સબંધ છે.

પ્રથમ જ્યારે આબુથી તારદ્વારા તે યોગીરાજ ગુરૂદેવે પારણું કરવાની આજ્ઞા કરી, ત્યારે હું એક વિશ્વપ્રેમી મહાપુરૂષ તરીકેની શ્રદ્ધાથી પર હતો, જ્યારે હું તેમની પાસે રહ્યો, તેમના સમાગમમાં આવ્યો, ત્યારે પણ મને સંપૂર્ણ શ્રદ્ધા ન હતી અને હું એમ સમજતો કે તેમનો અને મારો ધર્મ જુદો છે. તેમ બીજી અનેક શંકાઓ સાથે કેટલાક માણસો તેમની વિરૂદ્ધ બોલતા હોવાથી તે પુરૂષની યથાર્થતાની મને પુરેપુરી શ્રદ્ધા ન હતી.

પરંતુ ૨૫૬ મા ઉપવાસે મને તેમનો ભાસ અને પ્રકાશ થવાથી મારો તેમના પ્રત્યે જગતના મહાત્મા પુરૂષો પૈકીના એક હોવાનો વિશ્વાસ સ્થાપીત થયો. અને તેથી તેમની આજ્ઞાને કુદરતની પ્રેરણા સમજી **મેં ૨૫૮ મા ઉપવાસે પારણું કર્યું છે.**

**પરમયોગી** મહારાજ શ્રી શાંતિવિજયજી, મારા ધારવા પ્રમાણે એક મહાન યોગી છે, યોગનો માર્ગ તેમના હાથમાં સારો આવ્યો છે. મારે તેમની સાથે જે વાત થઇ છે. તેમાં એક મુદ્દાની વાત જે યોગમાં જરૂરિયાતવાળી છે, તે તેઓશ્રી બરાબર જાણે છે, એમ મને ખાત્રી થઇ છે. બાકી તો તે એક ત્યાગી ઉંચ્ચ વૈરાગી, એકાંત સેવનાર નિસ્પૃહી, સર્વ જીવો તરફ પ્રેમ રાખનાર, પોતાના શુભ સંકલ્પથી વિશ્વનું ભલું ઇચ્છનાર, વિનયી નમ્રતાવાળા અને માયાળુ સ્વભાવના છે, તે ગુણો મારા બે દિવસના પરિચયમાં જણાયા છે. ક્રિયામાર્ગ જે અત્યારે સાધુસમુદાયમાં પ્રચલિત છે, તેમાં તેઓ

થોડી પ્રવૃત્તિ કરતા હોય તે બનવા યોગ્ય છે. કેમકે તેઓનો સ્વરૂપસ્થિરતા, જાપ અને ધ્યાનનો અભ્યાસ સતત ચાલુ હોય, તેને લઇ આ કાર્યથી પોતાની વિશેષ વિશુદ્ધિ મેળવે છે, એટલે બાહ્ય-ક્રિયાનો આંતર ક્રિયામાં સમાવેશ થઇ જાય છે, જેમ પાંચમી ચોપડી ભણનારે ચોથી ચોપડી છોડવી જોઇયે તે ન્યાયે તે યોગ્ય લાગે છે. તેમનું દર્શન આનંદપ્રેરક છે.— **એલીજેબાથ શાર્પ**

* * *

મેં મારી જીંદગીમાં કોઇ અદ્‌ભૂત વસ્તુ જોઇ હોય તો તે **યોગનિષ્ઠ મહાત્માશ્રી શાંતિવિજયજી**જ છે. તેઓ બાહ્યતઃ કેવા મામુલી દેખાય છે, અને જ્યારે પોતે વાતો કરે છે ત્યારે એક સાધારણમાં સાધારણ માણસ બોલતો ન હોય એમ લાગે છે, દેખાવ પણ તેઓશ્રીનો કુદરતી એવોજ છે, એટલે જગત સ્હેજમાં ભૂલથાપ ખાઇ જાય છે એમાં કાંઇ નવાઇ નથી. પણ મને તો એમ લાગ્યું કે આતો કોઈ ઉચ્ચ કોટીનો મહાન્ અધ્યાત્મિક જ્ઞાનનો ભંડાર છે. એવા મહાન્ પુરૂષોને આપણે સ્હેજે ઓળખી શકીએ નહી. કારણ કે તેઓ પોતે યોગમાં તેમજ આધ્યાત્મિક જ્ઞાનમાં, એટલા બધા ઉંડા ઉતરેલા છે કે અઢાર અઢાર માસ સુધી તેઓના પાસે રહીને એક વિદ્વાન માણસ પણ સંપુર્ણ સમજી શકતો નથી. હાલના આટલા બધા સાધુઓમાં એઓ પોતેજ યોગ ક્રિયા તથા આધ્યાત્મિક જ્ઞાનની બાબતમાં મોખરે છે. "એવા મહાન્ યોગીશ્વરજીને સમજવા માટે મહાન્ શકિતવાળો આત્મા ઘણા લાંબા ટાઇમેજ કાંઇક સ્હેજે સમજી શકે છે."

**આચાર્ય શ્રીમદ્ વિજય કેસરસૂરીજી**

મહારાજ શ્રીશાંતિવિજયજી મહારાજના સમાગમમાં આવ-
વાને ઘણા તેઓશ્રીનો વિશેષ ઓળખાણથી હું પણ અનુભવથી કહું
છું. તેઓશ્રી એક ઉત્તમ યોગી પુરુષ છે, અને તેમનું ચારિત્ર ઘણું
ઉંચા પ્રકારનું છે. એવા મહાત્માનાં પ્રભાવનો અનુભવે ઓળખાણથી જેમ
ઔષધિથી શરીરનું દર્દ અને મલીનતા દૂર થઈ આરોગ્ય અને
નિર્મળ બને છે, તેમ જન સમાજની માનસિક મલીનતા દૂર થઈ
જીવન આરોગ્ય અને સુખી બને છે. એવા મહાન પુરુષો આપણામાં
વધારે અને વધારે પાકો અને તેમના પવિત્ર જીવન અને આદર્શ
ઉપદેશથી જનસમુદાયનું જીવન વધારે નીતિમાન અને સુખમય બનો
એવી મારી ભાવના છે.

મહારાજા લખધીરજી.
મોરબી.

યોગીન્દ્ર મુનિ મહારાજ શ્રી શાન્તિવિજયજીના સમાગમમાં
હું લગભગ ૭ સાત વર્ષથી આવ્યો છું. તે ઉપરથી હું જોઈ શક્યો છું
કે તેઓશ્રી એક ઉચ્ચ કોટીના મહાપુરુષ છે. યોગાભ્યાસથી પ્રાપ્ત
થતી દિવ્યદૃષ્ટિ (Clair doyance) તેઓશ્રીએ મેળવી છે અને
તેના બે દાખલા મારા અંગત અનુભવથી મેં જોયા છે. તેઓશ્રી
સરલ પ્રકૃતિના એક યોગ-પરાયણ સંત પુરુષ છે. હું ઇચ્છું છું કે
અધિકારી સજ્જનો તેમના પવિત્ર સબંધમાં આવી તેમની આત્મિક
ઉચ્ચતાનો લાભ મેળવે.

સર દોલતસિંહજી મહારાજા.
લીંબડી.

છે. જ્યારે જ્યારે હું એમની પાસે ગયો છું ત્યારે ત્યારે એમના સાનિધ્ય મગજ અને હૃદયના ભાવોની એકતા થઇ જઇને ફક્ત એમની સામે જોયા કરવાની અને એમનું વક્તવ્ય સાંભળ્યા કરવાના ભાવમાત્ર સિવાય બીજી કાંઇ વૃત્તિ ઉત્પન્નજ થતી નથી; દરેક આવનારને એવો ભાસ થઇ જાય છે એમ મેં જોયું છે. મહાત્મા-પણાની એથી વિશેષ વ્યાખ્યા-સામગ્રી બીજી શું હોઇ શકે ?... લોકપણાની ઇચ્છાથી તેઓ ઘણા પર છે........ઘણા મહાન્ પુરૂષોના પરિચયમાં આવવાના પ્રસંગો મને બન્યા છે, પણ એમનું સાનિધ્ય મને અપૂર્વ લાગ્યું છે. કયા અને કેટલા અભ્યાસનું આ પરિણામ હશે એ જો સમજાય અને તે પ્રમાણે કરી શકાય એટલી સુગમતા જણાય તો તેમ કરવાનું મંન થઇ જાય એવું છે.

**સર પ્રભાશંકર પટ્ટણી : ભાવનગર :**



## Statesman Tuesday January 7, 1936.

A Modern Miracle-worker,

His Holiness yogiraj Jagatguru Acharya samrat shree Shanti-Vijay Suriswarji Maharaj is at present as Saraswati Aranya, in Marwar, once a lonely little Village of the beaten track, but now almost a township, thronged with people of all creeds who have come to pay their hnmble respects to the Saint.

His Holiness is said to have performed many miracles. On one occasion, it is said, a rich merchant who was acting as the saint's invited about 1000 people to a feast, but on that day, unexpectedly, about 5000 people gathered to obtain the saint's blessings and the post was in a quantary as & how to provide them with food. But His Holiness bade him not to be purturbed and when the time came to

distribute. First, it was found that there was not only enough for all but also enough to feed 500 more was left over.



# Taken from Allahabad Leader, Monday-July 15-1935

We have received the following for publication from a correspondent.

Mysterious supply of food and water.

It was a remarkable event in the History of Jainism when several thousand Jains and non-Jains, including some recognised leaders of the Jain community attended religious ceremonies held at Bishalpur, Marwar, Toranato Road, B. B. & C. I. Railway, under the august guidance of His Holiness Vishwapalak the Blessed yogiraj Acharyas-amrat Jagatguru yogindra-Chudamani shree Shanti Vijay Surishwarji Maharaj of Mount Abu fame. There is scarcity of water every year during the summer season in the small village of Bishalpur and on the eve of the ceremony the people of Bishalpur naturally felt anxious as they could not see any means by which the problem of supplying water to such a vast gathering could be solved and in their anxious moments they approached shree Gurudevji Bhagwan His Holiness assured them that they should not worry about the matter- in fact, when His Holiness arrived at Bishalpur, the water-trouble completely vanished and an inexhaustible supply of water suddenly appeared even in those places where there was no chance of getting water. Plentiful supply of water was available at Bishalpur till the ceremony lasted. Further, on several occasions the supply of cooked food, which was considered to be insufficient for the needs of a large number of visitors who arrived unexpectedly, was found to be more than sufficient. Everyone had to believe that the supply was increased by unseen hands. Before the Jagatguru left Bishalpur, the entire assembly, headed by the Jagat-sheth from Murshidabad, conferred on him the highest religious honour of jainism, the great title of "Yuga Pradhan."

# Taken from Jain Dhwaja-1st Jan 1937

A brief note of the illustrious writings from renouned Sanatan Dharmacharya (monk) shri Atmaramanandji maharaj Paribrajaka-charya, M. A. Scholar of Religions (Darspannidhi), Viddya-Varidhi and well-known Historian etc. from South Canada towards Gurudev Vishwa-Vandaniya Achraya Samrat yogindra-Chudamani Shree 1008 Shree Vijay Shanti Surishwarji Maharaj Saheb. This has already been published in Gujarati on the last page of the cover on Samrat Kavyamala, 2 Part.

"O lord, you are the purest and hence to see you is better than to meet all the pure things of the world combined. You are one and numerous as well. You are the Shiva and the shakti. You are the Krishna, you are the truth and purest of the pures and beyond these also. you are higher than the highest, Almighty and All you are sins can never besiege you and virtues as well, as you are beyond the limit of these. It takes millions of lives of a soul to know you if one this, but through your kindness, one can easily recognize you, your words are the essence of all the shastras (Scriptures.)

For the welfare of the all living beings you are sending your blessings through wireless around the world O lord, you are Highest of the Highers and God of the gods.' The following news has been taken from "jain Dhwaja' Ajmer 16-12-36.

In cretain English newspapers such as the Illustrated weekly with a photo of shree Gurudev Bhagwan Greatest yogiraj Jagatguru Acharyasamrat Maharaj saheb as written by Dr. jose Rodrigues, the Portugese philosopher, traveller and explorer. This was again published in Daily Nava yug (Hindi) of Delhi, dated 12th july 1935. No. 159.

"Greatest yogiraj shree Acharyasamrat Jagatguru shree Vijay Shanti Suriswarji Maharaj is one of the true scholars of yoga culture Followers of yoga can produce, by natural laws, phenomene

વિષયની અંધ મસ્તિમાં ક્ષણે ક્ષણે કર્મ બાંધી રહ્યો છું, પળે પળે દોષીત બનતો જાઉં છું, નર્કની નરાધમ વેદી ઉપર અનેક નૃટકાંડ ભજવી રહ્યો છું, ભવ ભ્રમણાની દુષ્ટખાઇમાં પટકાયો છું, પુત્રમિત્ર અને કુટુંબમાં પાગલ બન્યો છુ, મારૂં મારૂં કરી બેલબની રાત અને દિન ચક્કી પીસી રહ્યો છું, નીજનું ભાન ભૂલ્યો છું, કાળચક્રના પંજામાં ફસેલો હોવા છતાં નાશવંત માયાની પાછળ ગેબી પાસા ખેલી રહ્યો છું. ઓ ! પ્રભો !

હું અતી દુષ્ટ છું ! મહા ક્રૂર છું ! કલંકી છું ! નિષ્ઠુર છું ! નરાધમ છું ! નિર્લજ છું ! આ પાપીનો ઉદ્ધાર કેવી રીતે થાય ?

ત્હારા સિવાય હવે કોઇ શરણ નથી. તું અશરણ શરણાધાર. દીનપાળક, દીન દયાળ, દીન કૃપાળ, દીનબંધુ, દીન દાતાર, દીનાનાથ, કૃપાસિંધુ, પર બ્રહ્મ પરમાત્મા છું. ઓ ! પ્રભો !

તુજ માતા તુજ પીતા તુજ કુટુંબ તુજ લક્ષ્મી અને તુજ સર્વસ્વ છું.

ઓ ! પ્રભો ! દયાકર ! દયાકર ! મારા અનંત દોષોને માફ કરી ત્હારો ચરણ સ્પર્શી બનાવ.

હવે ક્યાં જાઉં ? ક્યાં પોકાર કરૂં ! ક્યાં જઇને રહું ? ત્હારા શિવાય મારાં અશ્રુ કોણ લૂસે ! ત્હારા શિવાય શાંતિ કોણ કરે ! ત્હારા શિવાય પોકાર કોણ સાંભળે ! ત્હારા શિવાય હવે નયનમાં માર્ગ નથી સૂઝતો ! કોઇ હવે શરણાંગત અને આશ્રયદાતા નથી. ત્હારા વિના કોણ તારે ? કોણ પાર ઉતારે ? મારા અગણીત ગુન્હાઓ માફ કરી હવે તો આ દીન દુઃખીયા પામર નીરાધાર આશ્રીત બાળકનો

ૐ

[illegible]

ૐ શાંતિ ૐ શાંતિ ૐ શાંતિ

[illegible]
શ્રી ગુરુના [illegible] નમસ્કાર નમસ્કાર

## ગુરુધૂન

[રાગ-રામકૃષ્ણ બોલ]

હરદમ શાંતિ શાંતિ બોલ.
હૃદય ઉન્મેં ખોલ, હરદમ શાંતિ શાંતિ બોલ.
કોઈ કહે એ અદ્‌ભુત યોગી, કોઈ કહે જંગલ કે જોગી;
યોગી યોગી બોલ, હરદમ યોગી યોગી બોલ;
હરદમ શાંતિ શાંતિ બોલ.
કોઈ કહે એ આતમ ધ્યાની, વંદન કરતે વિશ્વ કે પ્રાણી;
ધ્યાની ધ્યાની બોલ, હરદમ ધ્યાની ધ્યાની બોલ;
હરદમ શાંતિ શાંતિ બોલ.
કોઈ પૂજત હૈ કૃષ્ણ મોરારી, કોઈ પૂજત ગુરુવર ગીરધારી;
સબહી એક મોલ, હરદમ શાંતિ શાંતિ બોલ;
હરદમ શાંતિ શાંતિ બોલ.

કીંકર કહે એ અંતરજ્ઞાની, નિત્ય ભજુંમે પ્રભુ
રૂપમાની;
પ્રભુ પ્રભુ બોલ, હરદમ શાંતિ શાંતિ બોલ.
હરદમ શાંતિ શાંતિ બોલ.

આત્માને પરમ પદે પહોંચાડનારી

ધૂન

સદગુરૂ વરસાચો કીરતાર
ભજતાં આવે ભવનો પાર

ૐ

ગુરૂકી જય બોલો ગુરૂકી જયજય
ગુરૂકી જય બોલો ગુરૂકી જયજય

ૐ

ભજમન ભજમન ભજકીરતાર
સદગુરૂ વર સાચો આધાર

ૐ

ૐ ગુરૂ ૐ ગુરૂ ૐ ગુરૂદેવ
જયગુરૂ જયગુરૂ જય ગુરૂદેવ

ૐ

રઘુપતી રાઘવ રાજારામ
પતિત પાવન સીતારામ

સમાપ્ત

# ॐ ह्रीँ अर्हँ नमः

## આબુના દિવ્ય મહર્ષિ

## ગુરૂદેવ શ્રી

## ધર્મ, તિર્થ, શાંતિ સૂરિશ્વરેભ્યો નમોનમઃ

### ક્ષમા એ મોક્ષના દરવાજો છે.



સ્તુતિ

तुभ्यं नमस्त्रि भुवनार्तिहरायनाथ ?
तुभ्यं नमः क्षितितलामल भूषणाय!
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय,
तुभ्यं नमोजिन भवोदधिशोषणाय.

ત્રણ ભુવનની પીડાને હરનાર હે નાથ ! આપને નમસ્કાર હો ! પૃથ્વી તળને વીષે નિર્મળ ભૂષણ (અલંકાર) રૂપ આપને નમસ્કાર હો ! ચાર ગતીના ભ્રમણરૂપ સમુદ્રને શોષણ કરનાર હે ત્રીલોકના નાથ ! આપને નમસ્કાર હો !

ૐ કારબિન્દુ સંયુક્તં નીત્યંધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમોનમઃ

ધ્યાન મૂલંગુરૂ મૂર્તિ પૂજા મૂલં ગુરૂપદ,
મંત્ર મૂલં ગુરૂવાક્ય મોક્ષ મૂલં ગુરૂકૃપા.

જ્ઞાની ધ્યાનો મુની યોગી યતી,
ગુરૂ કૃપાવિના સિદ્ધિ નથી.

શીવમસ્તુસર્વ જગતઃ પરહીતનીરતાભવંતુભૂતગણાઃ
દોષા પ્રયાંતુનાશં સર્વત્ર સુખી ભવંતુ લોકાઃ

[સ્તુતિ]

(શાર્દૂલવિક્રીડીત છંદ)

જેને મનથી મોહમાન માર્યાં તેને સદાયે નમુ,
જેને મનથી કામ ક્રોધ બાળ્યાં તેને સદાયે નમુ;
જેને મનથી રાગ દ્વેષ કાઢ્યા તેને સદાયે નમુ.
જેને મનથી સર્વ એક જાણ્યા તેને સદાયે નમુ.

૧

જેને મનથી અદરીપુ ભગાડ્યા તેને સદાયે નમુ,
જેને આત્મ સ્વરૂપને પીછાણ્યાં તેને સદાયે નમુ;
વિષ્ણુ, બ્રહ્મા, રામ, પારસ કહો આખર બધું એક છે,
શંકર કહે ભક્તિ કદી ન ચૂકવી સાચો ખરે ટેક છે.

૨

# કાવ્ય પહેલું

(રાગ–બીલાવલ)

નમન કરૂં હર્ષધરી હે ! સરસ્વતી,
મયૂર, વાહન, વાસ કરી સુખ દીપાવતી. નમન–૧
જનની, ધરણી, જગત ભરણી, દેવી ભગવતી,
નમન કરૂં માત બુદ્ધિબળ ખીલાવતી. નમન–૨
સાધુ, યોગી, મુનિ, જપે દેવી શાસ્વતી,
જ્ઞાન, ધ્યાન, કરત એહને શક્તિ અર્પતી. નમન–૩
ભોજ રાયે ભજન કીધું ધરણી ધ્રૂજવતી,
પંડિત કાળીદાસ કહે વાંચ્છીત પૂરતી. નમન–૪

બપ્પભટ્ટસૂરિશ્વરે કર્યું ધ્યાન ભગવતી,
રૂપી મુનિના મંત્ર બળેકારજ સાધતી. નમન-૫
કળી કાળ હેમાચાર્યસૂરિને ફળીસતી,
શાંતિસૂરિ યોગી કહે વિશ્વ વહંતી. નમન-૬
બાળક કરે અર્જ વિદ્યા આપ હેસતી,
શ્રીંકરદાસ નમન કરે નયન નૂર અતી. નમન-૭

## કાવ્ય બીજું

(રાગ-ખમાજ તાલ દાદરા)

નાથ! આપ છો સનાથ બાળ હું ભીખારી;
આંગણે ખડો પૂકારૂં અર્જ લ્યો સ્વીકારી. નાથ-૧
"શાંતિસૂરી" જ્યોતપુરી ઝળહળી તુમારી;
નાદ થયો વીશ્વમહી જગતને ઉગારી. નાથ-૨
આપ છો અનંત આપ સર્વ રૂપધારી;
દીસત નહી વીશ્વ મહી જોડલી તુમારી. નાથ-૩
આપતો અગાધ અકળ જ્ઞાનના પ્રિકારી;
દીપક જ્યોત ધ્યાનની ભભૂકી ચોદીશારી. નાથ-૪

મૃત્યુમાં મુકેલ રોગ રોગીના ઉગારી;
અભય દાનથી ઉગાર્યા પ્રાણીઓ અપારી. નાથ-૫

વીરત્વ પ્રેમ પાન કર્યું નવરંગ ખુમારી;
દીનદયાળ.સુખ કૃપાળ. હો ! કૃપા તુમારી. નાથ-૬

ભ્રમણ ટાળ્યું ભાગ્ય ફળ્યું પાપ સહુ પખાળી;
તુમવિના જીવનમહીં દીસે ન કોઈ મારી. નાથ-૭

નાથ ! શક્તિ અજબ છે હું શું વદું તુમારી;
ગુણનિધાન મુક્તિ તાન મસ્ત બ્રહ્મચારી. નાથ-૮

દેવભાનુ, પુણ્યભાનુ, બ્રહ્મ રૂપધારી;
સર્વ ભાસે આપમાં છે મૂર્તિ પ્રાણપ્યારી. નાથ-૯

પળ પળ હું જાપ જપું આપને વિચારી;
નયનમાં સુઝેન માર્ગ સ્હાય હો ! તુમારી. નાથ-૧૦

મેરૂ તુટ્યો, મોહ વછુટ્યો, ક્રોધ ઘન મનારી;
ભાગ્યવંત પાન કરે નવ મળે ભીખારી. નાથ-૧૧

શરણ એક તારૂં વિના બધું નકારી;
પ્રાર્થના કરી રહ્યો છું આપ લ્યો સ્વિકારી. નાથ-૧૨

બાળ નીરાધાર નાથ ! આપ લ્યો ઉગારી;
નમન કરે દાસ ચર્ણમાંહે વાર વારી. નાથ-૧૩

# કાવ્ય ત્રીજું

( રાગ—દાંડીતણા કિનારે )

ગુરૂવર ! પ્રભો જીવનમે હે એક હી હમારા,
શીર એક કો નમાયા દુસરોંસે ક્યા સહારા. ૧

અંધાર કોટડીમે અબતો હુવ ઉજાળા,
પરવા નહે કીસીકી સચ્ચા મીલાસહારા. ૨

આફ્ત પડે કદાપી સબહો ફના તદાપી,
શોચું નહિ જીવનમેં સચ્ચા મીલા સહારા. ૩
ચાહય તારે યા ડૂબાડે ગેડીસે માર મારે,
કબહી ન ટેક હારે યે હે નિયમ હમારા. ૪
મેંતો ભૂલૂં કદાપી પણ એ ભૂલે ન કબહી,
માયા અજબ ! ગુરૂકી સચ્ચા મીલા સહારા. ૫
અબધૂત જ્ઞાની ધ્યાની અમૃત સમી હે વાણી,
ગુરૂ ! મોક્ષકી નીશાની સચ્ચા મીલા સહારા. ૬
અરજી પ્રભોસે મેરી કબહી ભુલૂં ન ઉન્કો,
ગુરૂ એકહી કીયાહે દુસરોં સે ક્યા સહારા ૭
કબહી વિયોગ ઉન્કા મુજસે નહિ કરાના,
પળમાત્ર નહિ વિસારૂં સચ્ચા મીલા સહારા. ૮

મુજ મન પીતાંબીમાના મુજ મન પ્રભો ! મનાના.
મુજ પાપીકાર્યો હાલા દીનકે દયાળુ ભારા. ૯
ગોવિન્દ જ્યોત અંજન જીનસે હૃદું મેં રંજન,
ગુરૂ દીન કરણ ભંજન શરણ્યા મોરા સહારા. ૧૦
મેં દુષ્ટ દુનિયા જાણૂ સબકી ગુરૂમેં માનુ,
સર્વસ્વ ભી પીછાણૂ શરણ્યા મોરા સહારા. ૧૧
શાંતિ પ્રભો ! ચરણમેં યે અર્જ આપ કેરી,
કહેતે હૈં દાસ ઝીંકર આપકી જીહા સહારા. ૧૨

## કાવ્ય ૪ થું

(રાગ વસંત તિલકા વૃત્ત)

માગું પ્રભો ! જીવનમાં સ્મિત હર્ષ લ્હાઉં,
માગું પ્રભો ! જીવનમાં શુભ અર્પનાઉં,
આહા ! પ્રભો ! તુજ વીના સહુ છે અકારૂં,
ત્હારા વીના જગતમાં નવ કોઈ પ્યારૂં.
૧
આહા ! ગુરૂ ચરણ તું અંતર વસ્યો છે.
નેત્રો મહીં નીરખતાં સન્મુખ ખસ્યો છે.

ભવ દુઃખમાં ભમી રહ્યા જીવતું ઉગારૂં,
ત્હારા વિના જગતમાં નવ કોઈ પ્યારૂં.

૨

આહા ! ધ્વની ગુરૂશ્રીનો વિશ્વે વર્યો છે,
ૐકારનો દીપક આ જગમાં ધર્યો છે,
આહીરનાં અતિ અતિ પુન્યે થનારૂં,
ત્હારા વિના જગતમાં નવ કોઇ પ્યારૂં.

૩

શાંતિ તણાં ખરેખર પુર ઉભર્યાં છે,
આહા ! મરૂધરતણા પુન્યે વર્યાં છે,
સર્વાત્મને હ્રદયથી તું એક ધારૂં,
ત્હારા વીના જગતમાં નવ કોઇ પ્યારૂં.

૪

પહાડો અને ખીણમહી ગુરૂશ્રી ફરે છે,
મહાવીરના વચનનો રસ ત્યાં ઝરે છે,
શાંતિસૂરિશ્વર ગુરૂવર નામ ત્હારૂં,
ત્હારા વીના જગતમાં નવ કોઈ પ્યારૂં,

૫

ભક્તો તણાં બીનરથી ભવ દુઃખ કાપો,
આહા ! પ્રભો ! હૃદયમાં કંઈ જ્ઞાન આપો,
તુજ બાળ કીંકર કહે સર્વે અકારૂં,
તારા વીના જગતમાં નવ કોઈ પ્યારૂં.

## કાવ્ય પાંચમું

(રાગ કૈલાસ વાસી બાબા તુમસે લાગ્યા પ્રણામ)

શાંતિસૂરી ગુરૂવરજી તુમસે કોટી નમન !
દિવ્ય મહર્ષિ ગુરૂજી તુમસે કોટી નમન !

ભારતમાં ભડવીર ગવાયા, દેશ મરૂધર જન્મ ધરાયા,
સાચા સંત કહાયા તુમસે કોટી નમન ! શાંતિ-૧
ગામમણાદરને અપનાયા, દિવ્ય મહર્ષિ આપ કહાયા,
ઘર ઘર ગુણ ગવાયા તુમસે કોટી નમન ! શાંતિ-૨
વીશ્વ પ્રેમથી પાવન કરીયા, અબધૂત યોગીશ્વર પદવરીયા,
સત્ય વચન ઉર ભરીયા તુમસે કોટી નમન ! શાંતિ-૩
પર દુઃખભંજન હારગવાયા, અનાથના આશ્રીત કહેવાયા,
બારનૃપ નમાયા તુમસે કોટી નમન ! શાંતિ-૪

આલમમાં જય ઘોષ બજાયા, સૂત્ર અહીંસાનાં ભજવાયા,
દિવ્ય દીપક ઝળકાયા તુમસે કોટી નમન ! શાંતિ-૫
ભક્ત મંડળની અર્જ સ્વીકારો, બાળક કીંકર દાસ તમારો
ભવસાયરથી તારો તુમસે કોટી નમન, ! શાંતિ-૬

## કાવ્ય છઠ્ઠું

( રાગ-કલ્યાણ )

સકલ જગત વીભુશાંતિસૂરીશ્વર,
અવધૂત આનંદ ઘન યોગીશ્વર. સકલ-૧
તુંહી, તુંહી, ત્રાતા, જગવીખ્યાતા,
ભારત ભૂમીમાં ગુણગવાતા,
તું જય વંદન તું જગદીશ્વર. સકલ-૨
અકળ, અરૂપી, બ્રહ્મ, સ્વરૂપી,
આત્મ મસ્તીની જ્યોત પ્રગટતી,
વિશ્વ વીભુશ્વર મહાન યોગીશ્વર. સકલ-૩
ભવભય ભંજન પાપ નીકંદન,
રાજ રાજેશ્વર કરત હે વંદન,
વસુમતી નંદન તાર્યો મરૂધર. સકલ-૪

આત્મ ઉદ્ધારક કર્મ નિવારક,
ભવસાગરમાં ડૂબતા તારક.
જ્ઞાની અને ગંભીર મુનીશ્વર. સકલ-૫

શાંત, દાંત, મહાધીર, ગુણ ધારક,
વંદન કરત હું ધીરજના ધારક,
તારો હીંરદાસ સૂરીશ્વર. સકલ-૬

## કાવ્ય સાતમું

(રાગ કલ્યાણ)

નમન કરૂં અદ્‌ભૂત યોગીને.
અદ્‌ભૂત યોગીશ્રીને. નમન

ભારત ભૂમીને ધન્ય, ધન્ય છે.
ધન્ય, મરૂધરને. નમન

ગામ મણાદર ધન્ય, ધન્ય છે,
ધન્ય, પીતા તોલાને. નમન

આહિર કુળને, ધન્ય ધન્ય છે.
ધન્ય, વસુદેવીને નમન

ધન્ય, ધન્ય ગુરૂ ધર્મવિજયજી,
ધન્ય, તપસ્વીશ્રીને. નમન
ધન્ય, ધન્ય, શ્રી શાંતિવિજયજી,
અબધૂત યોગીશ્રીને. નમન
ધન્ય, ધન્ય, એ દિવ્ય મહર્ષિ,
વિશ્વ નમે ગુરૂશ્રીને. નમન
ધર્મ, તિર્થ ગુરૂ, શાંતિ ચરણુ રજ,
કીંકરદાસ નમે. નમન



## કાવ્ય આઠમું

( રાગ–કલ્યાણ )

સકલ જગતમાં દિવ્ય ગુરૂશ્રી,
નમીએ તમને લીન થઇને.
હમ અપરાધ ક્ષમા રે ગુરૂ કરજો,
રહેમ નજર અમ ઉપર વસજો.
દોષો હમારા સહુરે દૂર ટળજો,
ભક્તિ નિતીમાં લીન મુને કરજો.

વેર વિરોધો સહુને દૂર ટળજો,
પ્રેમ ફુવારો હૃદયમાંહે ઉડજો.
ૐ અર્હંમાં લય મુને કરજો.
ધ્યાન થકી કર્મો સહુ હરજો.
દાસ ઉપર કરૂણાએ ગુરૂ ઠરજો,
ભક્તિ નીતીની આશીષ મુને વરજો.

## કાવ્ય નવમું

(રાગ–ધેર કુસ કે તલવાર)

આજ સૂરીશ્વરજી ભેટીને આનંદ થાય.
અવધૂત આતમ જ્ઞાની યોગીશ્વર,
આનંદ અહીં ઉભરાય. આજ
અનંત જીવ પ્રતિપાળ ગવાયા,
બાળ બ્રહ્મચારી કહેવાય. આજ
બામણવાડજી તીર્થ ધુરંધર,
મહાવીર સ્વામી ભેટાય. આજ.
સાચા સૂરીશ્વર, સાચા મુનીશ્વર,
સાચા સુકાની કહાય. આજ.

વીશ્વ ગજાવે ને વીશ્વ હસાવે,
　　વીશ્વ મહીં ડંકો બજાય. આજ
ભક્ત મંડળ સહુ અર્જ કરે છે,
　　શીંકરદાસ નમાય. આજ



## કાવ્ય દશમું

(રાગ-ધનાશ્રી)

ભવિકજન નમન કરો ગુરૂરાય.
　　નમન કરો ગુરૂરાય. ભવિકજન
માર્કંડ ઋષીનું આશ્રમ જુનું,
　　ગામ અજારીની માંય. ભવિકજન-૧
માતા સરસ્વતી મંદિર માંહે,
　　ધ્યાન કરે રૂષીરાય. ભવિકજન-૨
મહાવીર સ્વાગી મૂર્તિ મનોહર,
　　દર્શન કરી હરખાય. ભવિકજન-૩
હેમાચાર્ય, સૂરિશ્વરરાયા,
　　દેવી સરસ્વતી સહાય. ભવિકજન-૪

ભારતમાં મહાવીર ગવાયા,
ધ્યાન તણા સુખદાય. ભવિકજન–૫

માતા સરસ્વતીના ગુણગાતાં,
વિદ્યા બળ ખીલાય. ભવિકજન–૬

શાંતિસૂરી યોગીશ્વરે સાધ્યું,
દિવ્ય મહર્ષિ કહાય. ભવિકજન–૭

બાળક શ્રી[illegible]દાસ ગુરૂના,
હર્ષ ધરી ગુણગાય. ભવિકજન–૮

## કાવ્ય અગીઆરમું

(રાગ–ધનાશ્રી)

દયાળુ ગુરુ સૌનું કરો કલ્યાણ,
પામો અમર વિમાન. દયાળુ.

દયા દેવીને દિલમાંહિ ધારી,
અનાથને તારનાર. દયાળુ.

કરૂણા કેરૂ કમળ ખીલાવ્યું,
આત્મ દીપાવણહાર. દયાળુ.

મન, વચન, ગુપ્તીના પાળક,
છો જીવના પ્રતિપાળ. દયાળુ.
સર્વ સિદ્ધિના દાયક ગુરૂશ્રી,
પરદુઃખ ભંજનહાર. દયાળુ.
શાંત સુધારસ અમૃત પીને,
ઉગારો નર–નાર. દાયાળુ.
ૐ અર્હંના ધ્યાનને ધારી,
અદ્વૈતમાં વસનાર. દયાળુ.
ભવસાગરમાં ડૂબતા અમને,
ઉતારો ભવ પાર. દયાળુ.
બાળક કીંકરદાસ કહે છે,
તારો દીન દયાળ. દયાળુ.

ઌ

# કાવ્ય બારમું

(રાગ—ઓખાઈ ઉતારો ગાજ ભરથી)

બોલો રે બોલો રે યોગિ બાલુડા,
ક્યાં થકી આવીયા આપજી;
જન્મ ધર્યો રે કીયા દેશમાં,
કોણ માત ને તાતજી. બોલોરે—૧

ધન્ય, ધન્ય, મરૂધરભૂમિ,
મણાદર ધન્ય, ધન્યજી;
ધન્ય, વસુ દેવી માતને,
ઉપન્યા જગ પ્રતિપાળજી. બોલોરે—૨

સંવત ઓગણીસપીસ્તાલીસે,
મહાશુદ પાંચમ દિનજી;
દિવ્ય પ્રભાતે જન્મીયા,
વર્ત્યો જયજયકારજી. બોલોરે—૩

આઠ વરસ માંહે નીસર્યા,
છોડયો ઘર સંસારજી;
શ્રી ધર્મગુરૂ પાટે રહ્યા,
કરવા જગત ઉદ્ધારજી. બોલોરે—૪

અર્બુદગિરીમાં આવી વસ્યા,
સહ્યાં કષ્ટ અપાર જી;
સોળ વરસે દીક્ષા લીધી,
લાધ્યો સંયમ ભારજી. બોલોરે–૫

ગચ્છ કદાગ્રહ છોડીને,
ઝાલ્યો મુક્તિનો માર્ગજી;
ઓમ્‌કાર ધ્યાન આરાધીને,
બન્યા આપ યોગિરાજજી. બોલોરે–૬

દિવ્ય મહર્ષિ ગુરુ તમે,
દિવ્ય દીપક પ્રગટાયજી;
દિવ્ય ધ્વનિ ઘરઘર થયો,
ભક્તમંડળ ગુણ ગાય જી. બોલોરે–૭

શાંતિસૂરિ તુમ નામ છે,
શાંતિ તણા દાતારજી;
ક્રીં કર દાસની વિનતિ,
શરણે રાખો દયાળજી. બોલોરે–૮

ø

# કાવ્ય તેરમું

( રાગ—વસંતતિલકાવૃત )

શાંતિસૂરિ ગુરુ મળ્યા ભવ ભીડ ભાગી !
વંદન કરી હૃદયમાં શાણી જ્યોત જાગી,
આત્મનૂ ચિદનઘનૂ ઋષિશ્વર મસ્ત યોગી;
મહામંત્ર ૐ રસપાન પીયુષ ભોગી. ૧

બનીએ સદા જીવનમાં સુખ—સંપશાળી,
ભક્તિ ભગીરથ વહે ભય ચાપ હારી;
અર્પો નિતિત્વ બળ દિનદુઃખ ઉપકારી,
ભૂલીએ નહિ કદી વિભુ તુમ ટેક ભારી. ૨

જનમ્યા મરુધર વિષે કુળચંદ્ર ભાનુ,
કરે ધ્યાન અંતર વિષે હંશ સાધવાનું;
ૐકારની અજબ મસ્તિ મહિં રમે છે,
અજ્ઞાનતા દૂર કરી શુભ શક્તિ દે છે. ૩

ભારત મહી ભવી જીવો તુમ ગુણ ગાવે,
આનંદ મંગળ તણાં પૂર ઉભરાવે;
તુમ બાળ દાસ શ્રીકર ચરણે નમે છે,
કહે હર્ષથી દિન તણાં દુઃખડા હરે છે. ૪

# કાવ્ય ચૌદમું

(રાગ–મહાવીર તમારી મનહર મુર્તિ જોઇ જોઇ મન લલચાય)

ઓ ! નાથ તમારૂ મનોહર મુખડુ જોઇ જોઇ મન લલચાય.
એ જોઈજોઇ મન લલચાયે, એ જોઇજોઇ દીલ હરખાયે.
ઓ ! ૧

માતા વસુદેવીના જાયા, આબુ ગીરીરાજ સુહાયા;
ધન્ય ધન્ય તુમારી છાયા, મુખડુ જોઇ જોઇ મન
લલચાય. ઓ ! ૨.

રાગ દ્વેષ રીપુને માર્યા,મન વચ કાયાથી કાઢયા;
ધન્યઆત્મીક ગુણ દીપાવ્યા, મુખડુ જોઇજોઇ મન
લલચાય. ઓ. ! ૩

કંચન કામીની કે ત્યાગી, ભય દુર્ગતી દૂરે ભાગી;
જાકુ મોક્ષકી લલના લાગી, મુખડુ જોઇ જોઇ મન
લલચાય. ઓ ! ૪

કહે ભક્ત મંડળ મુને તારો, તુમદાસને પાર ઉતારો;
મુક્તિનો માર્ગ બતાવો, મુખડુ જોઇ જોઇ મન
લલચાય. ઓ ! ૫

## કાવ્ય પંદરમું

(રાગ—માઢ)

શાંતી સીંચનારા. સુખકરનારા.
શાંતિસૂરિ મહારાજ.
મહેશ્વર વશનારા. દુઃખહરનારા,
આબુના યોગિરાજ. શાંતી-૧

રાજરાજેશ્વર પદવી પામ્યા.
બામણવાડજી માંય.
ગામગામના સંઘો આવ્યા.
હર્ષ ધરી ગુણગાયરે. શાંતી-૨

આર્યઅનાર્ય, ઘણા બુઝાવ્યા.
બુઝવ્યા રાજ,રાજન.
અર્હમ્પદ અધિકાર સુણાવ્યા.
પતિત કર્યા પાવનરે. શાંતી-૩

આતમ જ્ઞાનતણી છે ધારા,
અમૃતરસ-પાનાર.
વીર પ્રભુ સંદેશ દેનારા,
જ્યોતિ જગાવણહારરે. શાંતી-૪

ॐ અર્હમ્‌ની ધૂન ધરનારા,
સાત્વીકતા વદનાર,
શાંત સુધારસ જળ ઝરનારા,
ક્ષીંકરદાસને તારરે. શાંતી-૫



## કાવ્ય સોળમું

(રાગ-મહાવીર તુમારી મનોહર મૂર્તિ જોઇ જોઇ દીલ હરખાય)

ગુરૂ શાંતિસૂરીશ્વર દિવ્ય મહર્ષિ વંદો હર્ષથી;
વંદો હર્ષથી, સહુ વંદો હર્ષથી. ગુરૂ-૧
ગુરૂ શાંતિનગરના વાસી, મન, વચ, ગુપ્તી છે દાસી;
ભય દુર્ગતી દૂરે નાસી રે સહુ વંદો હર્ષથી. ગુરૂ-૨
શરણાંગતના છે સ્વામી, નવખંડે કીર્તી જામી;
ગુરૂ અધિક, અધિક, ગુણગામી રે સહુ વંદો
હર્ષથી. ગુરૂ-૩
નરનારી મળી ગુણ ગાવે, મોતીના ચોક પુરાવે;
મન વાંછિત ફળને પાવેરે સહુ વંદો હર્ષથી. ગુરૂ-૪
ॐકાર મંત્ર આરાધ્યો, દુનીઆમાં ડંકો વાગ્યો;
કહે ક્ષીંકર ભવભય ભાગ્યોરે સહુ વંદો હર્ષથી. ગુરૂ-૫

# કાવ્ય સત્તરમું

(રાગ—મૈં તો દિવાના પ્રભુ તેરે લીયે હય)

મૈં તો દિવાના ગુરૂ તેરે લીયે હય;
તેરે લીયે, ગુરૂ તેરે લીયે હય. મૈં તો—૧

જ્ઞાન, દર્શન, ચારીત્ર, કે ધારક,
ત્રણ રતન ગુરૂ તેરે લીયે હય. મૈં તો—૨

પંચ મહાવ્રત સાધુ કહાતે,
દયા કા દાન ગુરૂ તેરે લીયે હય. મૈં તો—૩

સત્ય, અહિંસ, કુગણાતી દીપાવો,
અર્હમ્ કા ધ્યાન ગુરૂ તેરે લીયે હય. મૈં તો—૪

અનંત જીવ પ્રતિપાળ કહાયા,
યોગિકા નામ ગુરૂ તેરે લીયે હય. મૈં તો—૫

આત્મ સાધન કેરી જ્યોતિ જગાવો,
સંતન કા પાઠ ગુરૂ તેરે લીયે હય. મૈં તો—૬

પતિત જનોકું પાવન બનાવો,
આનંદકા હાર ગુરૂ તેરે લીયે હય. મૈં તો—૭

શાંતિવિજયસૂરિ નામે તુમારા,
શાંતીકા થાળ ગુરૂ તેરે લીયે હય. મેં તો-૮

આલમમાં તુમે દિવ્ય,મહર્ષિ,
ભક્તોકા પ્યારા ગુરૂ તેરે લીયે હય. મેં તો-૯

હર્ષ ધરી સહુ અર્જ કરે છે,
કીંકરદાસ ગુરૂ તેરે લીયે હય. મેં તો-૧૦



## કાવ્ય અઢારમું

(રાગ—હે રંગ ભીના નેમનગીના)

હે ! ગુરૂશ્રી મહેર કરીને,
કીંકર બાળ બચાવી લો.
ભવસાગરમાં ડૂબતા અમને,
શિષ્ય ગણીને તારી લો. હે ! ૧
ઘોર ગગનમાં ઘૂમી રહેલા,
અંધકારમાં અથડેલા,
સમજ છતાં પણ ભાન ભૂલેલા,
અનાથ બાળ ઉગારી લો. હે ! ૨

મોહ માયામાં મસ્ત થએલા.
મગ્નીઘરમાં સપડાએલા.
માયાના અભિમાન બનેલા.
આશ્રિતને અપનાવી લો. હે! ૩

પરને દુઃખ દેવું સમજેલા.
પર પીડાને ભૂલેલા.
પરદુઃખ ભંજન સાચા સેવા.
પર ઉપકાર શીખાવી લો. હે! ૪

ભક્ત મંડળ સહુ અર્જ કરે છે.
વિનતી આપ સ્વિકારી લો.
બાળક શંકરદાસ તમારો.
ભવસાગરથી તારી લો. હે! ૫

# કાવ્ય ઓગણીશમું

( રાગ—સુંદીર શામળીયા )

યોગીશ્વરરાયા, ભવભયદૂર ભગાયા;
યોગીશ્વરરાયા.

ભારતભૂમીમાં જન્મ ધરાયા,
દેશ મરૂધરને અપનાયા;
જગ પ્રતિપાળ કહાયા, યોગીશ્વર રાયા. ૧

ભવસાગરમાં ભ્રમણ કરાયા,
ભમતાં ભમતાં સદગુરૂ પાયા;
અંતર હર્ષ ભરાયા, યોગીશ્વર રાયા. ૨

પુરવપુન્ય પસાયે પાયા,
શાંતિસૂરિ યોગીશ્વર રાયા;
દર્શન કરી હરખાયા, યોગીશ્વર રાયા. ૩

મન, વચન, ગુપ્તીના પાળક,
જ્ઞાન, દર્શન, ચારીત્રના ધારક;
મહાવીર,મંત્ર આરાધક, યોગીશ્વર રાયા. ૪

અની અની ગુણોના ભરીયા,
ગૌતમ, જેવા જ્ઞાનના દરીયા;
વચનસિદ્ધિના વરીયા, યોગીશ્વર રાયા. ૫

ઓમ અર્હમના ધ્યાનને ધરીયા,
પશુ ઉપકાર અનંતા કરીયા;
શ્રીસંઘના ઉગારીયા, યોગીશ્વર રાયા. ૬

## કાવ્ય વીસમું

( રાગ—સખી સ્વપ્ન માહી મનમોહનને

ગુરૂ શાંતિસૂરિ દર્શન કરી લે,
શાંતિ રસને ઉરમાં ભરી લે;
આ સદ્દગુરૂવરનું ધ્યાન કરીને,
આત્મ તું ઉજળો કરી લે. ગુરૂ–૧

જે સદ્દગુરૂવરનું ધ્યાન કરે,
તે ભવ સિંધુથી પાર તરે;
કુમતી કર્મોનો નાશ કરે,
અંતરમાં અજબ પ્રકાશ વરે. ગુરૂ–૨

શુભ શાંત ગુણી ગંભીર અતી,
ૐ કાર સૂણી આલમ નમતી;
અબધૂત અવીનાશી પદથી,
તારે કંઇ આર્ય અનાર્ય અતી. ગુરૂ-૩

ૐ હ્રીં અર્હમ્ ને જપવાયા,
કંઇ નરનારીને અપનાયા;
સદ્દગુરૂ મારગને બતલાયા,
શ્રીંકરદાસે ગુરૂ ગુણગાયા. ગુરૂ-૪



## કાવ્ય એકવીસમું

(રાગ-હાર હીરાનો હૈયે મઢાવજો)

ગુરૂ શાંતિવિજયજીને ધ્યાવજો,
શાંતીરસ ઉરમાં સીંચાવજો. ગુરૂ-૧

આત્મ ઓજસ તણાં ઝરણાં વહાવજો,
અતી આનંદ ઉરમાં ભરાવજો. ગુરૂ-૨

પ્રેમ પુષ્પ થાળ ભરી હર્ષે વધાવજો,
સૌ મોતીડાના ચોક પૂરાવજો. ગુરૂ-૩

ૐ હ્રીં અર્હંના જાપને જપાવજે,
નરનારી મળી ગુણ ગાવજે. ગુરૂ—૪

આત્મ કલ્યાણ કેરી ભાવના દીપાવજે,
સૌ અંતરમાં જ્યોતી જગાવજે. ગુરૂ—૫

દીવ્ય પ્રેમ સાગરનું પાન પીવડાવજે,
સમભાવજળે નવરાવજે. ગુરૂ—૬

દિવ્ય મહર્ષિ ગુરૂવર એ માનજે,
દિવ્ય અંજન નયનમાં કરાવજે. ગુરૂ—૭

સદ્ગુરૂ ચરણોમાં શીર સૌ ઝુકાવજે,
કષ્ટ આવે હીંમત નવી હારજે. ગુરૂ—૮

કીંકરદાસ કેરી વિનતી સ્વીકારજે,
ગુરૂ દર્શનમાં વહેલા પધારજે. ગુરૂ—૯

# કાવ્ય બાવીસમું.

(રાગ—ભેટે ઝુલે છે તરવાર)

દેખીને દીલ હરખાય, આજ ગુરૂ શાંતિવિજયજી.
શાંતિવિજય ગુરૂ ભેટીને આજે, આનંદ ઉરમાં ન માય;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી-૧

ચંદ્રસમાન જેનું મુખડું દીસે છે. નયનોમાં નીર ઉભરાય;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી-૨

આહિરકુળ જ્ઞાતીમાં ઉપન્યોએ દીવડો,
ધન્ય આહિર અવતાર;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી-૩

ગામ મણાદરના એ સુકાની, ઉપન્યાછે તારણહાર;
આજ ગુરૂ શાતિવિજયજી. દેખી-૪

માતા વસુદેવી કુક્ષીએ જનમ્યા, ભારત ભૂપ નમાય;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી-૫

મૃત્યુના પંથેથી માનવ ઉગારે, રોગીના રોગ હણાય;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી-૬

અદ્ભુત આતમ જ્ઞાની યોગીશ્વર, પરદુઃખ ભંજનહાર;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી—૭

એવા ગુરૂશ્રીનાં દર્શન કરે તો, ભવ ભય દૂરે ભગાય;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી—૮

શાંતિ બાળકદાસ શ્રી ગુરૂ કહે છે, મુક્તિનો માર્ગ પમાય;
આજ ગુરૂ શાંતિવિજયજી. દેખી—૯

# કાવ્ય તેવીસમું.

(રાગ—ગાંધી તો આજ હીંદકા એકશાન બન ગયા)

યોગી તું આજ વિશ્વમેં મહાન બન ગયા !
તેરા ચરણમેં આયે વો ભયશાન બન ગયા.

તેરી ધુની જગતમેં ચારો તરફ જલી રહી;
એ ધુન ધખાને વાલે ધુરંધર તું બન ગયા. યોગી—૧

આ વિશ્વકા કલ્યાણથી, વીણા તુને બજાઈ;
એક વિશ્વકા મહાન કવિવર તું બન ગયા. યોગી—૨

મીત્રો બના કે સબકો, તેં મીત્રતા બતાયા;
એક પ્રેમકા મહાન જાદુગર તું બન ગયા. યોગી—૩

રડતા અબોલ પ્રાણી. ઉન્કો તુને હસાયા;
ભય મૃત્યુસે ઉગારનાર ઇષ્ટ બન ગયા. યોગી–૪

દુનીયામે ઘંટ તેરા, ઘર, ઘર, બજા રહાહે;
આલમમેં એક ઇશ્વરી અવતાર બન ગયા. યોગી–૫

અદભૂત આત્મ બળસે, અંજન નયન લગાયા;
પ્રભુ વીરકા મહાન મુનીશ્વર તું બન ગયા. યોગી–૬

જાતીકા ભેદ તજકે, સબ આત્મસે પીછાણ્યા;
આ દાસકીંકર તેરા એક શાન બન ગયા. યોગી–૭



## કાવ્ય ચોવીસમું

(રાગ–ઉપરનો)

ગુરૂ શાંતિસૂરિશ્વરજીને ક્રોટીવાર વંદના.
મરૂધરનાએ મુનીંદ્રને કોટીવાર વંદના.
અધ્યાત્મ, યોગબળસે, આલમકો તેં જગાયા;
મન, વચન, શુદ્ધ રહૃદયે સહુ કરે વંદના. ગુરૂ–૧
બચપણમે યોગીશ્વરજી જંગલતમે ફીરાયા;
ધન્ય, ધન્ય, તોરીજનની સહુ કરે વંદના. ગુરૂ–૨

સાદા ॐ મંત્રસાધી, કર્મ શત્રુને તેં તાર્યો;
ધન્ય, આદિર કુળભાનુ સહુ કરે વંદના. ગુરૂ–૫
મહાવીર પંથચાલી, મહાવીર તું ગવાયો;
દયા ધર્મ ધુરંધરનું સહુ કરે વંદના. ગુરૂ–૬
ત્રિજગ વંદનીય સાધુ, કળીયુગમેં કહાયા;
ચરણોને શીર નમાવી દાસ કરે વંદના. ગુરૂ–

## કાવ્ય પચીસમું

(રાગ–શાસનદેવ દયાકર હમપર)

હે ! ગુરૂદેવ દયાકર હમપર,
શેવકજાણી બચાવેંગા;
બાળકો કરે એહી પ્રાર્થના,
ભવ સમુદ્રસે તારેંગા. હે ! ગુરૂ–૧
વિષય, કષાયકીનીંદ ભરેલા,
ઉનકો આપ જગાવેંગા;
કામ ક્રોધસે મુક્ત કરીને,
શાંતિ કાપાઠ પઢાવેંગા. હે ! ગુરૂ–૨

પંચ સમીતી, ગુપ્તી, આરાધી,
પ્રેમકા પાન કરાવેંગા;

ઓમ અર્હમ્‌ના ધ્યાનને ધારી,
કર્મોકુ દૂર હઠાવેંગા. હે! ગુરૂ-૩

વીશ્વ પ્રેમની જ્યોત જગાવી,
આનંદ આનંદ પાવેંગા;

કીંકરદાસ કહે ગુરૂશ્રીને,
મુક્તીકા માર્ગ દીખાવેંગા. હે! ગુરૂ-૪

## કાવ્ય છવ્વીસમું.

(રાગ—ચાલો ગીરી સીદ્ધાચળ જઇએ)

સાચા સદ્‌ગુરૂજી મળીયા,
બંધન કર્મ તણાં બળીયાં; સાચા સદ્‌ગુરૂજી મળીયા.

આતમ જ્ઞાન તણી ધારા,
આગમ ગુણ અતી સારા;
અંતરધ્યાનમાં રમનારા, સાચા સદ્‌ગુરૂજી મળીયા.

અર્હંમ્ ધ્યાનના ધરનારા,
અચળ ભૂમીમાં વસનારા;
આશ્રીતનાં દુ:ખ હરનારા, સાચા સદ્ગુરૂજી મળીયા.

શાંત સુધારસ પાનારા,
સાત્વીક બુદ્ધિ ધરનારા;
સાચો પંથ સુચવનારા, સાચા સદ્ગુરૂજી મળીયા.

સમદ્રષ્ટી તૃષ્ણા ત્યાગી,
સુમતી સતી કેરા રાગી;
સત્ય સુણી આલમ જાગી, સાચા સદ્ગુરૂજી મળીયા.

અર્બુદ ગીરીવરમાં આયા,
આનંદ, આનંદ, યતી પાયા;
શાંતી સરોવરમાં નાહ્યા, સાચા સદ્ગુરૂજી મળીયા.

શાંતિવિજયજી ગુરૂ રાચા,
દિવ્યમહર્ષિ કહેવાયા;
કીંકરદાસે ગુણ ગાયા. સાચા સદ્ગુરૂજી મળીયા.

# કાવ્ય સત્તાવીસમું

(રાગ-પ્રભુજી જાવું પાલીતાણા શહેર કે મન હરખે ઘણું રે લોલ)

વંદૂ શાંતિસૂરી ગુરૂરાય,
અનોપમ નામને રે લોલ;
જેહને ભજતાં છુટે ફંદ,
તરે ભવ પારનેરેલોલ. વંદૂ-૧

જે હરી અક્ષર બ્રહ્મ આધાર,
પાર કોઈ નવી લહેરે લોલ,
જેને શેષ સહસ્ત્ર મુખ ગાય,
નીગમ નેતી કહું રે લોલ. વંદૂ-૨

વર્ણવુ સુંદર રૂપ અનુપ,
જુગલ ચરણે નમું રે લોલ;
વ્હાલા તુજ ચરણ કમળનું ધ્યાન,
ધરૂં અતી હેતમાં રે લોલ. વંદૂ-૩

ગુરૂ અતી કોમળ અરૂણ રસાળ,
ચોરે છે ચીત ચાલમાં રે લોલ;
કીંકરદાસ નમે કર જોડી,
હૃદય માંહે રાખજો રે લોલ. વંદૂ-૪

# કાવ્ય અઠ્ઠાવીસમું

(રાગ-ગરબાનો)

જાગો જાગો રે સૌ જાગો જાગો.
શાંતિસૂરી ગુરૂ ભેટવાને આજ સૌ જાગો જાગો.
અર્બુદગીરીમાં આવી વસ્યા છે.
વિષય, કષાય, નીંદ ત્યાગો ત્યાગો રે સૌ જાગો જાગો.
આત્મ મસ્તીમાં જે ખીલી રહ્યા છે.
રાગ દ્વેષ રીપુ ભય ભાગો ભાગો રે સૌ જાગો જાગો.
મન વચ કાયાને વશ કરીને.
આત્મ કલ્યાણ હવે સાધો સાધો રે સૌ જાગો જાગો
ડોંકરદાસ કહે ગુરૂ થીને વિનતી.
ભક્તિ નીતીમાં મને રાખો રાખો રે સૌ જાગો જાગો

# કાવ્ય ઓગણત્રીસમું

(રાગ-વૈષ્ણવ જન તો તેને કહીએ)

શ્રાવક જન તો તેને કહીયે,
પર પીડા જે જાણે રે;

પરદુઃખ માટે પ્રાણ સમર્પે,
મદ મનમાં નવી આણે રે. શ્રાવક-૧

પર ધનને પત્થર સમ પેખે,
પર પોતા સમ દેખે રે;
તુજ મુજ કેરો ભેદ તજીને,
નીજ સમ પ્રાણી પેખેરે. શ્રાવક-૨

સમ દ્રષ્ટીનું સીંચન કરીને,
પરને શાંતી પમાડે રે;
એહ જીવનનો ધ્યેયગણીને,
અંતર જ્યોત જગાડેરે. શ્રાવક-૩

જન શેવા તે નીજની શેવા,
એહ ભીંતરમાં ધ્યાવેરે;
પર નીંદા હૃદયે નવી આણે,
નીજ દોષ અપનાવેરે. શ્રાવક-૪

પર સ્ત્રીને માતા સમ દેખે,
વિષય કષાય નિવારેરે;
બાળક કીકરદાસ કહે છે,
ભક્તિ નીતી ઉરધારે. રે. શ્રાવક-૫

# કાવ્ય વીસમું

( રાગ—ધન ભાગ્ય હમારાં )

સદ્ગુરૂ અમને પાર ઉતારો.
દુનીઆદારીનાં દુઃખો સહીને.
રાત દિવસ એમાં ગાળ્યા;
વિષમ પંથથી કોણ નિવારે,
ગુરૂ વિણ નહિ આધારો. સદ્ગુરૂ—૧
રાગ, દ્વેષ,રમત બહુ રમીયો,
ભવસાગરમાં ભમીયો;
અનંત, અનંતા, અવગુણ ભરીયો,
એહને આપ ઉગારો. સદ્ગુરૂ—૨
અનુભવીઓ વિણ કોણ ઉગારે,
સાચો પંથ બતાવે;
જ્ઞાન, ધ્યાનથી પાર ઉતારે,
એહ ગુરૂ ઉરધારો. સદ્ગુરૂ—૩
સત્ય માર્ગનું શ્રવણ કરાવો,
શાંતિનો પાઠ પઢાવો;
દયા ધર્મના રસ્તે લાવો,
ડંકરદાસ બચાવો. સદ્ગુરૂ—૪

# કાવ્ય એકત્રીસમું

(રાગ–સદ્‌ગુરૂ ભક્તિ કરેવારે)

સદ્‌ગુરૂ અરજ સ્વીકારો આપ,
સદ્‌ગુરૂ અરજ સ્વીકારો;
અમને બાળક ગણીને બચાવો આપ,
સદ્‌ગુરૂ રજ સ્વીકારો. સદ્‌ગુરૂ—૧
સંસાર દાવાનળમાં સડેલા,
અજ્ઞાન માંહે ઉંઘેલા;
માયા, મદમાં ભાન ભુલેલા,
પાપીજનને તારો આપ. સદ્‌ગુરૂ—૨
વિષય, નીંદમાં અંધ થએલા,
માનમાં મસ્ત બનેલા,
મોહ, મદિરા. પાન પીધેલા,
એહનો કેફ ઉતારો આપ. સદ્‌ગુરૂ—૩
પર નીંદામાં આનંદ માન્યો,
મનમાંહે બહુ હરખાયા;
પોતાના દોષો નવી જાણ્યા,
એ સહુ નાથ વિચારો આપ. સદ્‌ગુરૂ—૪

અલી. અલી. દેશના બહેલા.
સદ્ગુરૂ પંથ ચુકેલા.

ઘોર. ગગનમાં ઘૂમી રહેલા.
બાળ ઉપર દયા લાવો આપ. સદ્ગુરૂ-૫

શાંત. દાંત. દયાના સાગર.
આગમ ગુણ ઉચ્ચારો.

અવધૂત, યોગી. પદ આરાધક.
શ્રી કેશરદાસ ઉગારો આપ. સદ્ગુરૂ--૬

## કાવ્ય બત્રીસમું

(રાગ—વંદો વંદો ભવિક જનજ્ઞાનીને)

વંદો. વંદો, ગુરૂ શ્રી જ્ઞાનીને,
શ્રી ધર્મવિજયજી ધ્યાનીને. વંદો--૧

માંડોલીમાં પ્રભુ ગુણ ગાયા,
અંતરમા આનંદ ઉભરાયા.
અવધૂત, યોગી. પદ ધારીને. વંદો—૨

જેણે સંયમ શુદ્ધપણે પાળ્યું,
કુળ, માત, પીતાનું અજવાળ્યું,
દયા ધર્મ તણા અધિકારીને. વંદો--૩

અસંખ્ય પશુ ઉપકાર કર્યા,
મહાઘોર અભિગ્રહવ્રત ઉચ્ચર્યા.,
નવકાર, મહા, મંત્રધારીને, વંદો--૪

રાત દીન પ્રભુનું ધ્યાન ધર્યું,
અમૃત અમીરસનું પાન કર્યું,
દીન દુઃખીભંજન દાતારીને. વંદો—૫

શ્રાવણ વદ છઠ દીન સ્વર્ગ થયા,
નયનો અશ્રુ ચોધાર વહ્યાં,
એ દિવ્ય, ગુણી હીતકારીને. વંદો--૬

સહુ શરીર બળીને ભષ્મ થયું,
ઉપકરણ ઉપરનું સાફ રહ્યું,
એ ઈશ્વર રૂપ અવતારીને. વંદો—૭

અગ્ની પ્રગટી કુદરત બળથી.
ધ્વજ પાલખી જ્યોતી ઝળમળતી,
દાસ કીંકર અર્જ સ્વીકારીને. વંદો--૮

# કાવ્ય તેત્રીસમું

(રાગ–રઘુપતી રામ હૃદયમાં રહેજો રે)

ગુરૂશ્રી ધર્મ વિજયજી ધ્યાવોરે,
દયા ધર્મને જેણે દીપાવ્યો. ગુરૂ–૧

મંડાલી નણા ગોવાસીરે,
મરૂધરને બનાવી કાશીરે;
પુણ્યવંત ભૂમિને પ્રકાશી. ગુરૂ–૨

અરિહંત તણા અધિકારી રે,
મુનિ પંચ મહાવ્રત ધારી રે;
પામ્યા શીવ સુખની બલીહારી. ગુરૂ–૩

મહા આતમ જ્ઞાન આરાધ્યું રે,
નવકાર તણું ફળ ચાખ્યું રે;
સાધી સાધના સર્વ પ્રકારનું. ગુરૂ–૪

નવકારનું નાવ ચલાવ્યું રે,
ધન્ય, ધન્ય, જીવન દીપાવ્યું રે;
દાસશીંકર ને એ જણાયું. ગુરૂ–૫

# કાવ્ય ચોત્રીસમું

(શીખરીણી છંદ)

અહો ! દીવ્ય ગુરૂશ્રી શીષ નમાવું હર્ષ ધરીને,
પડું પાય તુમારા, આશ અર્પો પ્રેમ વરીને. ૧

અરેરે ! હું ડૂબ્યો, સદગુરૂનું ભાન ભૂલીને,
ગ્રહ્યું છે તુમ શરણું, સ્હાય કરજો બાળ ગણીને. ૨

પડયા છે જે જગમાં, મૂર્ખ જીવડા અંધ થઇને,
નથી એ કંઇ સમજ્યા, અંતર વિષે ખ્યાલ દઇને. ૩

ભમ્યા ભવસાગરમાં, મોહ, મદિરા, પાન પીને,
ક્ષમા રસ નવ પીધો, જીવન વટમાં ધીર થઇને. ૪

નમ્યા નહિ સદ્‌ગુરૂને, મદઅરી, માયા તજીને,
ગુરૂવીણ કુણતારે, મુર્ખ જનને હસ્ત લઇને. ૫

અરેરે ! ઓ ! ગુરૂશ્રી. અમ ગુન્હાઓ માફ કરજો,
નમે છે તુમ શ્રીંકર દાસનાં સહુ દુઃખ હરજો. ૬

# કાવ્ય પાંત્રીસમું

(રાગ-પ્રભાત)

આહીર જ્ઞાતી જન્મેલા એહ યોગીરાજએ.
આબુ ગીરીરાજમાં વસે છે યોગીરાજએ. આહીર-૧

આબુ ગીરીવરમાં ફરે, અનહદ આનંદ વરે;
નયનોમાં નીર ઝરે એહ યોગીરાજએ. આહીર-૨

ભારતમાં ઘોષ કરે, મરૂધરમાં વાસ કરે;
શાંતીમાં સ્નાન કરે એહ યોગીરાજએ. આહીર-૩

મહાવીરનાં ધ્ન્ય ગારે, સંકટમાં શાન્ય વરે;
હીંમતથી કર્મ હરે એહ યોગીરાજએ. આહીર-૪

રાયરંક એકગણે, મદ મોહમાન હણે;
અંતરમાં પ્રેમ ભરે એહ યોગીરાજએ. આહીર-૫

અર્હમનો નાદ કરે, ૐકાર ધ્યાન ધરે;
સત્યનીતી મંત્રભણે એહ યોગીરાજએ. આહીર-૬

પ્રભુતાનું પાન કરે, પરમાતમ રૂપ ધરે;
આત્મામાંજ્યોત ઝરે એહ યોગીરાજએ. આહીર-૭

સાચું સાધુત્વ ઝરે, ભક્તિનાં પાત્ર ભરે;
વીશ્વમાંય વૃષ્ટી કરે એહ યોગીરાજએ. આહીર-૮
જાતીનો ભેદ નહિ, આનંદ ઉભરાય અહીં;
આશ્રીતની બાંહ્ય ગ્રહી એહ યોગીરાજ એ. આહીર-૯
શાંતિસૂરી નામ સૂણી, ભવ ભયને દૂર હણી.,
કીંકરદાસ નમન કરે એહ યોગીરાજને. આહીર-૧૦



## કાવ્ય છત્રીસમું

(રાગ ચંદ્રપ્રભુજી સે ધ્યાન રે મોહે લાગી લગનવા)

સદ ગુરૂ વરસે ધ્યાનરે મોહે લાગી લગનવા;
લાગી લગનવા છોડી ન છુટે;
જબલગ ઘટમેં પ્રાણ રે મોહે લાગી લગવા. સદગુરૂ-૧
માયા મમતાનો ત્યાગ કરીને;
ધરતા આતમ ધ્યાનરે મોહે લાગી લગનવા. સદગુરૂ-૨
ઓમ્ અર્હમ્નું ધ્યાન કરીને;
પામો અમર વિમાનરે મોહે લાગી લગનવા. સદગુરૂ-૩
દિવ્યમહર્ષિ સાચા મળ્યા છે;
શાંતિસૂરી ગુણવાનરે મોહે લાગી લગનવા. સદગુરૂ-૪

તન મન ધન સહુ અર્પણ કરીને;
ધ્યાવો ગુરૂનું ધ્યાનરે મોહે લાગી લગનવા. સદ્‌ગુરૂ–૫

બાળક ઓંકારદાસ કહે છે;
ઉતારો ભવ પારરે મોહે લાગી લગનવા. સદ્‌ગુરૂ–૬



## કાવ્ય આડત્રીસમું

(રાગ—જાગો જાગો હે મેરે સાધુ રહો ગુરુ કે સંગ.)

પાયો. પાયો. મહાપુન્ય ઉદયસે સદ્‌ગુરૂવર કો સંગ,
દેખલીયા મેં સબહી જગકો મીલા એક ભગવંત;
અબ તો નાથ! કરૂણા કરકે કૃપા કીજે ભગવંત. પાયો–૧

ગુરૂ બનના એ કઠીન માર્ગ હે અતી વિકટ એ પંથ,
અકળ કળાકા જ્ઞાન પઢે જબ બને વોહી
ભગવંત. પાયો–૨

મૃત્યુ સાથ જે રમત રમતહે કરે અલખમેં જંગ,
આત્મજ્ઞાન અંતરમેં પ્રગટે બને વોહી
ભગવંત. પાયો–૩

અબધૂત રૂપવીરલા કરજાને અક્ષયસુખ અભંગ,
અજર અમરપદ વોહી પીછાણે એહ સ્વરૂપ
ભગવંત. પાયો-૪

અર્બુદગીરી અવીચળ પહાડોમેં ફીરતા હે ભગવંત,
ભાગ્યવાન નર દર્શન પાવે કરે ગુરૂકા સંગ. પાયો-૫

ઘોર જંગલમેં સાધના કરકે મુનીમેં હુઆ મહંત,
અતી અતી તપ મૌન લગા કે બને આજ
ભગવંત. પાયો-૬

દિવ્ય મહર્ષિ શાંતિસૂરીશ્વર મીલામુને ભગવંત,
બાળક કીંકરદાસ બચાયો પૂર્યો હૃદયમાં
રંગ. પાયો-૭



## કાવ્ય આડત્રીસમું

(રાગ–બોલ બોલ આદીશ્વર બાબા)

બોલ બોલ યોગીશ્વર બાબા
કાય થારી મરજીરે કેમાસું મુઢે બોલ:

બોલ બોલ ગુરૂ શાંતિસૂરીજી,
કાય થારી મરજીરે કેમાસું મુઢે બોલ. બોલ-૧

દુરદેશાંતર એ મેં ગાયો,
શ્રવણ સૂણીને તોરા રે;
ઉલટ આની મનમેં હુઇ મેરી,
આશા પૂરો રે કેમાસું મુઢે બોલ. બોલ-૨

મારવાડમેં ભલે બીરાજ્યા,
માહીમા અજબ બતાવો રે;
દેશ દેશમેં નામ તુમારો,
મહાન કહાયો રે, કેમાસું મુઢે બોલ. બોલ-૩

મરુધર ભૂમીમેં ઘર ઘર તોરં,
મંગળગીત ગવાયાં રે;
દુઃખીઆનાં દુઃખ દૂર કરીને,
ઉલટ ભરાયા રે કેમાસું મુઢે બોલ. બોલ-૪

સમકીત કેરો સત્ય પુજારી,
સાધુ પદ દીપાયો રે;
પંચ મહાવ્રત બાર વહીને,
પુજ્ય ગવાયો રે કેમાસું મુઢે બોલ. બોલ-૫

બાર વરસ તપ ધ્યાન ધુરંધર,
મૌન અતિ તેં ધરીયાં રે;

કામ ક્રોધ કો ભષ્મ કરીને,
શાંતી ભરીયારે કેમાસું મુઢે બોલ. બોલ-૬
જન્મભૂમી જયવંત બનાઇ,
માતપીતા કુળ તાર્યા રે;
ધન્ય આહીર અવતાર તુમારો,
સીદ્ધ ગવાયો રે કેમાસું મુઢે બોલ. બોલ-૭
કેસરીઆજી તિર્થને માટે,
ઘોર અભીગ્રહ કરીયો રે;
ત્રીશ ઉપવાસ હુઆપણ મનસે,
કદી નહિ ડરીયો રે કેમાસું મુઢે બોલ. બોલ-૮
મોતી મહેલમાં પારણું કીધું,
મહારાણાના હસ્તે રે;
ભોપાલસિંહ રાજનને બુઝવ્યો,
જય જય વર્તે રે કેમાસું મુઢે બોલ. બોલ-૯
અર્જ સૂણો સહુ ભક્તજનોની,
અબ આધાર તુમારો રે;
બાળક કીંકરદાસ તુમારો,
ડુબતો તારોરે, કેમાસું મુઢે બોલ. બોલ-૧૦

# કાવ્ય ઓગણુચાલીસમુ

(રાગ–બલીહારી, બલીહારી, ગીરધારી)

બ્રહ્મચારી, બ્રહ્મચારી, બ્રહ્મચારી,
ગુરૂશાંતિસૂરી બલીહારી;
આબુના વાસી શરણુમાં રાખજોજી. બ્રહ્મચારી–૧

આબુ ગીરીવરમાં આવ્યા,
આદી જીન દર્શન પાયા;
મૂર્તિ શોભે છે મનોહારી, ગુરૂશાંતિસૂરી બલીહારી;
આબુના વાસી શરણુમાં રાખજોજી. બ્રહ્મચારી–૨

દૂર દેશાંતરથી આયા, વંદન કરીને હરખાયા;
અધિક, અધિક, ગુણધારી, ગુરૂશાંતિસૂરી બલીહારી;
આબુના વાસી શરણુમાં રાખજોજી. બ્રહ્મચારી–૩

ત્રણુ, રતન આપો, દીલનાં સહુ દુઃખડાં કાપો;
સમકીત કેરા અધિકારી, ગુરૂશાંતિસૂરી બલીહારી;
આબુના વાસી શરણુમાં રાખજોજી. બ્રહ્મચારી–૪

ડૂબતા પ્રાણીને તારો, ભવસાગર પાર ઉતારો;
અંતરથી મૂકજોના વીસારી, ગુરૂશાંતિસૂરી બલીહારી;
આબુના વાસી શરણુમાં રાખજોજી. બ્રહ્મચારી–૫

ॐ કાર પદને ધ્યાવો, અર્હમ્‌નો જાપ જપાવો;
જંગલ, પહાડ, ગુફાધારી, ગુરુશાંતિસૂરી બલીહારી;
આબુના વાસી શરણુમાં રાખજોજી.
ભક્ત મંડળને તારો, અરજી આ આપ સ્વીકારો;
શ્રીંકરદાસને ઉગારી, ગુરુશાંતિસૂરી બલીહારી;
આબુના વાસી શરણુમાં રાખજોજી. બ્રહ્મચારી-૭

## કાવ્ય ચાલીસમું

(રાગ-મનમંદિર આવોરે કહું એક વાતલડી)

ગુરૂશાંતિ સૂરીશ્વરરે, દયા દીલમાંહે ધરો,
તુમે દિવ્ય મહર્ષિરે, કરૂણા દૃષ્ટિ કરો. ગુરૂ-૧
દયા ધર્મના ધોરીરે. અમ્રતનું પાન કરો,
મોહ મિથ્યા મારીરે, અલખમાં વાસ કરો. ગુરૂ-૨
ક્રોધમાન નિવારીરે, કુમતીનો ત્યાગ કરો,
અજ્ઞાની ઉંઘેલાને, ગુરૂ ગુણવાન કરો. ગુરૂ-૩
કર્મો સહુ કાપીને, અર્હમ્‌નું ધ્યાન કરો,
ॐ કાર આરાધીને, અજબ આનંદ વરો. ગુરૂ-૪

ક્ષમા, ધૈર્યના ધારક છે, સેવકને સહાય કરો,
દાસશ્રીકર વિનવે છે, ભક્તોને પાર કરો. ગુરૂ—૫

# કાવ્ય એકતાલીસમું

જૈનયુગનાં માજીરાણી પ્રતાપબાઈએ ગુરૂભક્તિ નિમીત્તે રચેલ કાવ્ય.

(રાગ ભૂપની ગજ રથમાં ચઢીને રે)

દીઠા ગુરૂશાંતિસુરી મહા સ્વામી રે,
જેની કીર્તિ નવે ખંડ નમી. દીઠા—૧

પારેવા પરચા આંહી બતલાવ્યા રે,
કિશોર કુંવરીના રોગ હઠાવ્યા રે;
વચન સીદ્ધીનો કાણુ જમાવ્યો. દીઠા—૨

જેના દર્શનથી શાંતી મળે છે રે,
ભવો ભવનાં અજ્ઞાન ટળે છે રે;
બંધન કર્મનાં સર્વે બળે છે. દીઠા—૩

એવા સીદ્ધ આબુને શોભાવે રે,
ગીરીરાજનો મહીમા ગવરાવે રે,
હીણુ પુન્યને નજરે ના આવે. દીઠા—૪

એના ચરણો સમસ્ત શીરે છે રે
હરદમ દાસનાં દુઃખડાં હરે છે રે;
માજી રાણી પ્રતાપ કહે છે. દીઠા-૫



## કાવ્ય બેતાલીસમું

જોધપુરનાં કુંવરી અને જયપુરનાં મહારાણી શ્રીમતી કિશોર બાઇએ ગુરૂભક્તિ નીમીત્તે રચેલ કાવ્ય.

(રાગ-દેશ)

આવી ગુરૂરાજ મહારાજ ભીડનિવારજોરે
શરણુ ગ્રહ્યું મેં આપનું સાચું,
તે વીણ માનુ હું સૌ કાચું;
નમી નમી હું યાચું શરણે રાખજો રે. આવી-૧

રીદ્ધી, સીદ્ધી, સૌ અમને આપી,
ગૃહમાં સુખશાંતી દો સ્થાપી;
માગું તુમ જાપ જપીને વેળા વાળજોરે. આવી-ર

નજર આપની ચોદીશ ભાળી,
તાત, દુઃખ વાદળ નિવારી;
બાળકિશોરને પાળી લાજ નિભાવજો રે. આવી-૩

# કાવ્ય તેતાલીસમું

(રાગ—[illegible])

નમીએ શાંતિસૂરિ ગુરુરાય, ભજતાં આનંદ આનંદ થાય

ભારતના ભગીરથરૂપિ, પુણ્યના અવતારરે,
મહર્ષિ એ સાચા કહેવાય, મહર્ષિ એ સાચા કહેવાય.
નમીએ—૧

મેરુ તુટયો મરુધરમાંહીં, અમૃતજળ વરસાયરે,
દિવ્યધ્વની ઘરઘરમાં થાય, દિવ્યધ્વની ઘરઘરમાં થાય.
નમીએ—૨

સંત કહાયા વિશ્વના, શાસનના શણગારરે,
ગુરુના વિશ્વ સહુ ગુણ ગાય, ગુરુના વિશ્વ સહુ ગુણ ગાય.
નમીએ—૩

આબુ અજબ ગીરીરાજમાં, કલ્પતરુ ફળ્યો આજરે,
સેવા સહુ જન આહીં ઉભરાય,
સેવા સહુ જન આહીં ઉભરાય. નમીએ—૪

ભાગ્યવંત નરને મળે, પુન્ય હીણુ નહિ પાવેરે,
દુઃખડાં જન્મમરણનાં જાય,
દુઃખડાં જન્મમરણનાં જાય. નમીએ—૫

જ્ઞાની, ધ્યાની, સંયમી, લબ્ધિતણા ભંડારરે,
ભક્તિરસ અહીંઆં ભજવાય,
ભક્તિરસ અહીંઆં ભજવાય. નમીએ-૬

દિવ્યસ્વરૂપ પ્રગટયું ખરૂં, ઝળમળ જ્યોત ઝધાયરે,
સદ્‌ગુરૂવરથી પાર પમાય,
સદ્‌ગુરૂવરથી પાર પમાય. નમીએ-૭

ભક્ત મંડળની વિનતી, શાંતિ સૂરિશ્વર ચરણેરે,
કીંકરદાસ ગુરૂ ગુણ ગાય, કીંકરદાસ ગુરૂ ગુણ ગાય.
નમીએ-૮



# કાવ્ય ચુમાલીસમું

(રાગ ધન ધન હો જગમેં નર નાર સીદ્ધાચલકે જાનેવાલે)

ધન્ય ધન્ય શાંતિસૂરી ગુરૂરાજ,
શાંતિકે માર્ગ બતાને વાલે.
આહીર કુળમેં અવતાર, ઉપન્યા એ જગ કિરતાર.
સબ ધર્મ કે પાલનહાર,
જ્યોતીસે જ્યોત મીલાને વાલે. ધન્ય-૧

બ્રહ્મચર્ય અની બળવાન. શુભ શાંતિ અનોપમનાન.
અરીહંત પ્રભુ કે ધ્યાન. પતિતકો પ્રેમ પીલાને
વાલે. ધન્ય-૨

ૐ અર્હમના ધરનાર, અવીનાશી પદ ઉરધાર;
ગુરૂ તારે નરને નાર. મરૂધર દેશ દીપાને વાલે.
ધન્ય-૩

ગુરૂજ્ઞાની અને ગંભીર, અર્હમ્‌પદકા હૈ નીર;
કહે દાસ શ્રીકર ભરવીર.
યોગી અબધુત કહાનેવાલે. ધન્ય-૪



# કાવ્ય પીસ્તાલીસમું

(રાગ ધન ધન હો જગમેં નર નાર સીદ્ધાચલ કે જાનેવાલે)

ધન ધન શાંતિસૂરી ગુરૂરાજ.
શાંતીકા પાન પીલાને વાલે.

આબુમેં કીયા નિવાસ, ફેલા જીનકા પુન્ય પ્રકાશ;
પાતે સારે ધર્મવિકાસ,
કર્મ કે મર્મ બતાનેવાલે. ધન-૧

તીનો કાળજીનોહે જ્ઞાત, ભારતમેં હે પ્રખ્યાત;
ઉન્કો પૂજે સાતો જાત, દ્વેષ કો દૂર ભગાને
વાલે. ધન–૨

શાંતિ ગુરૂ દીયે જબ ઉપદેશ,
મીટે લાખોં જીવોકા કલેશ;
ગુરૂકો પૂજે સારા દેશ, દીનકે બંધુ કહાનેવાલે
ધન–૩

ૐ હ્રી અર્હમ્ નમઃ કા જાપ, દેતે રહે સબકો આપ,
યોગકી મારી સબ પર છાપ, અહીંસા ધર્મ
દીપાને વાલે. ધન–૪

શાંતિગુરૂ શાંતિ કે ભંડાર, દયાકા કર રહે ખૂબ પ્રચાર,
ચરણ પર હે ગુલાબ બલીહાર પ્રેમકા પાઠ
પઢાનેવાલે. ધન–૫



## કાવ્ય છેતાલીસમું

(રાગ–મેરામૌલા બુલાવે મદીને મુજે)

યોગી, અવધૂત, વેષ દીપાવ્યો ખરો;
પીનાતોલાનો રત્નગવાયો ખરો.

બાળપણમાંહિ તમે, જંગલ અને ઝાડો ફર્યા;
બકરાં અને ઘેટાં ચરાવી, આત્મમાં ઓજસ ભર્યાં;
ધન્ય, ધન્ય, આહીર, અવતાર ધર્યો. યોગી—૧

કિશોર વયમાં નીસરી, નહિ દેહની પરવા કરી;
કષ્ટો અતિ જાતે સહ્યાં, શરણું ગુરૂશ્રીનું ગ્રહી;
મુનીશ્વરમાં તું મહાન કહાયો ખરો. યોગી—૨

શુભ શાંતિ રસ અંતર ભરી,
ભક્તિ પૂરી ઝળકી ખરી;
ઓમ્કારને ઉરમાં ધરી, અવધૂતયોગી પદવરી;
અવનીતળમાંહિ નાદ બજાવ્યો ખરો. યોગી—૩

યોગીશ્વરો અવધૂતમાં, સમ્રાટ તું સાચો ખરો;
મહાવીરનો આદર્શ સાધુ, તત્ત્વ દીપ ઝળક્યો ખરો;
ગુરૂવરમાં તું જ્ઞાની કહાયો ખરો. યોગી—૪

દારૂ અને હીંસા તજાવી, રાજવી પાવન કર્યા;
અંગ્રેજ અન્ય મતી જનોને, ૐ થી રીઝવ્યા ખરા;
કહેદાસ કીંકર મુને પાર કરો. યોગી—૫

# કાવ્ય સુડતાલીસમું

( રાગ-મેરા મૌલા બુલાવે મદીને મુજે )

એવા સદ્‌ગુરૂનું તમે ધ્યાન કરો;
જેથી જીવન નમારૂં પાર કરો. ૧

માયા અને મમતા તજી, જે આત્મ રસ સીંચન કરે;
દુનીઆથકી જે દૂર રહી, અબધૂત યોગી પદ વરે;
એવા સદ્‌ગુરૂનું તમે ધ્યાન કરો. ૨

રાય, રંક સમાનદેખે, શ્રવણુ સ્તુતી નવકરે;
આત્મજ્ઞાન રમણુ કરીને, ધ્યાનથી જાગ્રત કરે;
એવા સદ્‌ગુરૂનું તમે ધ્યાન કરો. ૩

સત્ય નીતી મંત્ર જેનો, ધૈર્યતા હૃદયે ધરે;
પરનારી માતા સમગણે, શીવ સુંદરીયારી વરે;
એવા સદ્‌ગુરૂનું તમે ધ્યાન કરો. ૪

આબુ અવીચળ પહાડમાં, એ સદ્‌ગુરૂ સાચા મળે;
શાંતિસૂરિશ્વર નામ જેનું, શાંતીથી કર્મો હરે;
એવા સદ્‌ગુરૂનું તમે ધ્યાન કરો. ૫

શાંતી તણા ભંડાર સાચા, આત્મજ્યોત પ્રગટ કરે,
ૐકારના મહામંત્રથી, નરનારીને પાવન કરે;
કહેતાસથી કર ઉદ્ધાર કરો.
એવા સદ્ગુરૂનું તમે ધ્યાન કરો. ૬

## કાવ્ય અડતાલીસમું

(રાગ–મેરા મોલા બુલાવે મદીને મુજે)

ગુરૂ શાંતિસૂરીશ્વર સહાય કરો,
મૂઢ બાળક પર કરૂણારે કરો.
આબુ અવિચળ પહાડમાં, ગુરૂ રાતદીન સ્થીરતા કરો;
વાઘ સિંહનો ભય તજીને, આત્મનું ભાતું ભરો;
અષ્ટપહોર ગુરૂ તુમે ધ્યાન કરો. ગુરૂ–૧
ૐકાર ધ્યાન આરાધીને,
ગુરૂ આત્મમાં લેલીન બનો;
શસ્ત્ર શાંતીનું ગ્રહીને, આત્મ મસ્તીમાં રમો,
મોહધ્યાનથી કર્મ ચકચૂર કરો. ગુરૂ–૨
વસુદેવી કુક્ષે જન્મ ધરીને, દેવસુત પ્રસવ્યો ખરો,

મણુાદર ભૂમીને ધન્ય છે, જયાં માનસર જેમ હંસલો,
પીતા તોલાનુ કુળ દીપાવ્યું તુમે. ગુરૂ–૩

ક્રોધ લોભ તજી ગુરૂશ્રી, માનને મૂકયું તમે,
અંતર પ્રભુને ભેટવાને, મોહને છોડયો તમે,
કરૂણાળુ ગુરૂ કરૂણારે કરો. ગુરૂ–૪

લબ્ધીતણા ભંડાર, ગુરૂ ગૌતમ સરીખા છો તમે,
જ્ઞાની અને ધ્યાની ગુરૂ, કળી કાળમાં પ્રગટયા તમે,
એહ ધ્યાનથી પાર ઉતારો મુને. ગુરૂ–૫

અશરણુ અને નીરધારના, આશ્રીત છો ગુરૂશ્રી તમે,
પરદુઃખ ભંજન ગર્વગંજન, શાંતીના સાગર તમે,
ભવ, દુઃખથી પાર ઉતારો મુને. ગુરૂ–૬

બાળયોગી બ્રહ્મચારી, દિવ્ય યોગીશ્વર તમે,
કહેદાસ શીંકર શુદ્ધ રહયે, પાર ઉતારો મુને,
મુને મુક્તિનો માર્ગ દીખાવો તુમે. ગુરૂ–૭

❦

# કાવ્ય ઓગણપચાસમું

(રાગ-ગુરૂરાજ મારા હૃદયમાં ગોવીંદ ગાજું)

ગુરૂ દેવ તોરા દર્શનથી ચેલા બનાયા.
દૂર દેશોથી ભક્તજનો આયા.

તોરા દર્શન કરીને હરખાયા.
અજબ અંજન નયનમાં લગાયા. ગુરૂદેવ-૧

કળીયુગમાં તેં જન્મ ધરાયા,
નયન બાણોથી ક્રોધને હરાયા.
મોહ માયાને માનને હણાયા. ગુરૂદેવ-૨

ધન્ય ભારતનાં ભાગ્ય ખીલાયા,
મહાયોગીશ્વર પદ તેં ધરાયા.
વચન સીદ્ધીના જળને વહાયા. ગુરૂદેવ-૩

મરૂધરને પ્રથમ અપનાયા,
મહાવીરત્વ રસ પીવડાયા
પ્રભુ મહાવીર ગુણ ગવડાવ્યા. ગુરૂદેવ-૪

ગુરૂ ધમ વિજય પાટ આયા,

તિર્થ વિજયના શિષ્ય સુહાયા;
ગુરૂ દિવ્ય મહર્ષિ કહાયા. ગુરૂદેવ-૪

કંઇક રોગીના રોગને હણાયા,
તોરી આશીષથી આનંદ પાયા;
કાળ ફાંસી ફસેલા બચાયા. ગુરૂદેવ-૫

રાય રંક સહુ એક સરખાવ્યા,
જાતી ભેદ ના ઉરમાં લાવ્યા;
વીશ્વ પ્રેમના ડંકા બજાયા. ગુરૂદેવ-૬

રાજ રાજેશ્વર ડૂબતા તેં તાર્યા,
દયા ધર્મના મંત્રથી ઉગાયાં;
પશુ પોકાર ઉરમાં વિચાર્યા. ગુરૂદેવ-૭

અન્ય જ્ઞાતીમાં ઇષ્ટ ગવાયા,
અહીંસાના તેં પાઠ પઢાયા;
ભક્તિ નીતીના પંથે ચડાયા. ગુરૂદેવ-૮

મહા ઓમ્કાર મંત્રને જપાયા,
કંઇ પતિતોને પાવન બનાયા;
નમી કીંકરદાસે ગુણ ગાયા. ગુરૂદેવ-૯

# કાવ્ય પચાસમું

( રાગ—ધનાશ્રી )

સદ્ગુરૂ ભક્તિ કરેવારે, સદ્ગુરૂ ભક્તિ કરેવા.
કષ્ટ આવે ગમે તેવારે, સદ્ગુરૂ ભક્તિ કરેવા.

આધી ઉપાધી દૂર તજો દો, અંતરથી કરો શેવા;
ધર્મ ધરીને ભક્તિ કરો તો,
પામો શીવપુર મેવારે. સદ્ગુરૂ—૧

મોહ માયાને દૂર કરીને, માન પ્રપંચ હણેવા;
આતમ શુદ્ધ કરીને ભજો લો,
ભવ સમુદ્ર તરેવારે. સદ્ગુરૂ—૨

સદ્ગુરૂવરની સંગતી કરીને, ગુરૂ ગુણ ધ્યાન ધરેવા;
એહનો આપેલ મંત્ર ઉચ્ચરજો,
ઉત્તમ જાપ જપેવારે. સદ્ગુરૂ—૩

અર્બુદગીરીવરમાંહે મળશી, દિવ્ય મહર્ષિ એવા;
શાંતિસૂરિશ્વર નામ છે જેનું,
હીંકરદાસ કહેવારે. સદ્ગુરૂ—૪

# કાવ્ય એકાવનમું

(રાગ-વાગે છે રે વાગે છે)

આવે છે રે આવે છે, એક અદ્દભૂત યોગી આવે છે,
આનંદ આનંદ વર્તાવે છે, એક અદ્દભૂત યોગી
આવે છે. આવે ૧

અર્હમ્‌નું ધ્યાન ધરાવે છે, અવીચળમાં નાદ બજાવે છે,
આલમને મંત્ર સૂણાવે છે, એક અદ્દભૂત યોગી
આવે છે. આવે ૨

એ અનહદ તાન મચાવે છે, અંતરમાં જ્યોત જગાવે છે,
અવીનાશી પદ અજમાવે છે, એક અદ્દભૂત યોગી
આવે છે. આવે ૩

નયનોમાં નાથ બતાવે છે, નારાયણરૂપ ધરાવે છે,
નરનારી મળી ગુણ ગાવેછે, એક અદ્દભૂત યોગી
આવે છે. આવે ૪

મન મંદીરીયામાં જાગે છે, માયા તનમનથી ત્યાગે છે,
મધુરાં વચનામૃત લાગે છે, એક અદ્દભૂત યોગી
આવે છે. આવે ૫

શુભ શાંતિ પાઠ ભણાવે છે, સાચો ગુરૂ પંથ સુણાવે છે.
સમભાવ જગે નહવરાવે છે, એક અદ્ભુત યોગી
આવે છે. આવે ૬

દુનીયાનાં દર્દ દબાવે છે. દીન માંહે દયા દર્શાવે છે
દીન દીંકર ગુણ ગાવે છે. એક અદ્ભુત યોગી
આવે છે. આવે ૭

૮

## કાવ્ય બાવનમું

(કવાલી)

દુઃખીની દાદ કો સૂણકે બચા દોંગે તો ક્યા હોગા,
પ્રભો શાંતિસૂરી પ્યારે ઉગારોંગે તો ક્યા હોગા. ૧

અરજ સૂણલો પ્રભો મેરી મીટાવો જન્મકી ફેરી,
મહર્ષિ આપ આલમ કે બચા દોંગે તો ક્યા હોગા.
સકલ આલમ મહીજ્ઞાની ધુરંધર આત્મ કે ધ્યાની,
યોગી અબધૂત તુમ જગકે ઉગારોંગે તો ક્યા હોગા. ૩

ખુબાવી કંઇક રાજન કો જપાવો ઓમ અર્હંમ્‌કો,
અહીંસા મંત્રકો પઢકે બચાદોંગે તો ક્યા હોગા. ૪

રૂષી તુમ વીશ્વ ભારત કે સંત મહાવીર કે પકકે.
જીવનકી જ્યોત પ્રગટા કે ઉગારોંગે તો કયા હોગા. ૫

જાતીકા ભેદ નહિ રખતે સદા સમભાવમેં રમતે,
અનાથો પર દયા કરકે બચાદોંગે તો કયા હોગા. ૬

દયા દાતાર તુમ સબકે બજાવો નાદ અહૅમ્કે,
રીઝાવી નાથ ત્રીભુવનકો ઉગારોંગે તો કયા હોગા. ૭

મહાત્મા આપ મરૂધરકે દીપાવો વીશ્વશાસનકો,
કહાતે આપશ્રી દીન કે બચાદોંગે તો કયા હોગા. ૮

ભવાબ્ધી બંધ કો તોડો જીવન તુમ ધ્યાનસે જોડો,
નમત હે દાસ તુમ કીંકર ઉગારોંગે તો કયા હોગા. ૯



## કાવ્ય તેપનમું

[ રાગ—ઓધવજી સંદેશો કહેજો મ્હારા શ્યામને ]

આતમ તારક સદગુરૂ વર સાચા મળ્યા,
પરમપ્રતાપી પુરણ કૃપા દાતાર, જો;
પૂરવ પુન્ય પસાયે સાચા સાંપડયા.
મસ્તક મૂકયું શાંતિચરણમાં નાથજો. આતમ—૧

ધન્ય મરુધર દેશ મગુંદર ગામને,
ધન્ય આહીર કુળ ઉપન્યા નારણુદાસજી;
અવતારી નર કહેવાયા આ વીશ્વમાં,
નાથ નીરંજન [illegible] પ્રતિપાળજે. આતમ-૨

કિશોરવયમાં ગૃહસ્થાશ્રમથી નીસર્યા,
સોળ વરસમાં સાધુપદ લેવાયજે;
માર્ગ વર્યા અંતરમાં આતમ જ્ઞાનનો,
પરમ પુરૂષનો પંથ લીધો ગુરૂરાજજે. આતમ-૩

ધ્યાન ધરે સાધુ તું ગામણવાડમાં,
ભારી ઉપરથી પટકાયા તત્કાળજે;
મસ્તક તુટ્યું ધારા છૂટી લોહીની,
તોય તજી નહિ ધીર ગુરૂ ગુણવાનજે. આતમ-૪

ગામ અજારી મારકુંડેશ્વરમાં રહ્યા,
સરસ્વતી દેવીની પુરણ સહાયજે;
કવીવર્ય પંડીતો વિદ્યા સાધના,
સાધક જનનાં સફળ થયાં ત્યાં કાજજે. આતમ-૫

પરઆતમ ઉપકારી સદગુરૂ વર પ્રભો,
અમર કર્યું કે માતપીતાનું નામજે;

તરણતારણ દુઃખનીવારણ દોહીલા,
દીનબંધુ દીન દાનેશ્વર મહારાજજો. આતમ-૬

પશુ પોકાર સૂણીને જગવે રાજવી,
દયા ધર્મથી બુઝવે હીંસક લોકજો;
આલમને રીઝવવા સાધ્યો ૐ ને,
રોમે રોમમાં અર્હંમ્‌નો જય નાદજો. આતમ-૭

અભયદાન અર્પે અતી મુંગા પ્રાણીને,
વિજય અહીંસા ધ્વજ ફરકાવે વીશ્વ જો;
વીશ્વ પ્રેમથી પાવન કરતા સર્વને,
આશીષ આપે ભક્તિ નીતી બળ વાધજો. આતમ-૮

એકીકા વીચરતા વળી શમશાનમાં,
વાઘ સિંહ પશુ સર્વ નિહાળે એક જો;
ધ્યાન નીરંતર નિર્ભય થઇને સાધતા,
મળીયો જાણે પરમ મિત્રનો યોગજો. આતમ-૯

નિર્મોહક અવીનાશી રૂપમાં વિચરે,
અકળ અરૂપી બ્રહ્મદશા પ્રગટાયજો;
મૂઢમતી જન કંઇ નહિ ભાસે અંતરે,
નીરખવું એ પરમ પુન્યનો યોગજો. આતમ-૧૦

બાર વરસ તપ ઘોર પરીશહ આકરા,
અવધિ કર્યા સાધન કર્યાં ગુરુરાજ જો;
માયા ને મમતાને બાળ્યાં દેહથી,
જ્ઞાન બાણથી કીધાં સર્વે ખાખજો. આતમ-૧૧

ઘોર વિકટ વન જંગલોને ગીરીવર ફર્યા,
રોગ શોગ સહુ ભાગ્યાં છે ઓ ! નાથજો;
પરમાતમ પદ પરમ પ્રભુમાં લય થયા,
રાત દીવસ ને ખાન પાન ચાલે ધ્યાનજો. આતમ-૧૨

પરમ પદ પામીની ફરતા શોધમાં,
નિશ્ચય કરિયો મુક્તી તણો નીરધારજો;
ચંદ્ર લલાટે ચળકયો છે મહા તેજથી.
દર્શન કરતાં નાસે સઘળાં પાપજો. આતમ-૧૩

એક અનેક અનેરા રૂપમાં ભાસતા,
સમય સમયમાં બીજા રૂપે દેખાયજો;
અદ્ભૂત બળની જ્યોતિ જાગી આત્મમાં,
આધ્યાત્મીકનો સાચો પામ્યા યોગજો. આતમ-૧૪

એક તત્વની ભીક્ષા હું માગી રહ્યો,
ગજા વગરનો કેમ ઉઠાવું ભારજો;

પરમ કૃપા જો પ્રગટે અંતર આપની,
તો હું પામું આપતણો સંયોગ જો. આતમ-૧૫

ભવ ભ્રમણાની ખાઇ મહીં હું આથડયો,
આપ વિના પ્રભુ કોણ બતાવે પંથજો;
શાંત સુધા નીર નીત્ય મુખે વહેતું રહે,
સ્નાન કરી હું નીર્મળ કરતો દેહજો. આતમ-૧૬

ભાન ભૂલી ભટકાયો જગમાં ચોદીશે.
અનેક ભવના પુન્યે પામ્યો યોગજો;
તોપણ દોષીત બાળક છું પ્રભુ આપનો,
ક્ષામ્ય કરો ઓ ! અલબેલા આધારજો. આતમ-૧૭

બાળક છું નીરધાર ગુરૂજી આપનો,
દયા વૃષાવી નાથ કરો ભવ પારજો;
વિરહતણા દુઃખથી હું અશ્રુ સારતો,
હવે નથી રહેવાતો આપ વિયોગજો. આતમ-૧૮

અભય અગોચરશાસ્વત સુખની શોધમાં,
ભમતાં ભમતાં આવ્યો છું ગુરૂરાજજો;
કરગરતો વિનવે છે બાળક આપનો,
કરૂણાસાગર રહેમ કરો કીરતાર જો. આતમ-૧૯

મૂર્તિ મેં સ્થાપી અંતરમાં આપની.
આપ વિના નહિ ભાસું તારણહારજો;
રટન કરૂં હું નીશદીન ઘટમાં આપનું,
શાંતિ સુરીશ્વર સાચા છો આધારજો. આતમ-૨૦

પરમ કૃપાળુ પરમ દયાળુ સાંભળો.
અનાથ જનને નોંધારાના તાતજો;
યોગીશ્વર પ્રભુ વીનતી સુણજો માહરી,
દીન કીંકરને ભવસાયરથી તારજો. આતમ-૨૧

## કાવ્ય ચોપનમું

### હરીગીત છંદ

હે ! નાથજી અમ હાથ પકડી સત્ય માર્ગ બતાવજો,
તુમ સત્યનો નીર્દોષ જળનું પ્રેમપાન કરાવજો;
અંતર વિષે લાવી દયા તુમ બાળ જાણી તારજો,
એ પતિત પાવન પરમ પુરૂષોત્તમ સ્વરૂપ બતાવજો. ૧

જાગ્યા ન ઘટ અંતર વિષે તુમ બાળ જાણી જગાડજો;
વિષયો ન ત્યાગ્યા તન વિષે એ વાત સાચી જાણજો;

અંતર અમીરસથી ભરેલુ નિત્ય પાન કરાવજો,
એ પતિતપાવન પરમ પુરૂષોત્તમ સ્વરૂપ બતાવજો. ૨
માયા અને મમતા ભરેલા મૂઢ બાળ બચાવજો,
અજ્ઞાન પીંજરમાં ફસેલા માનવો છોડાવજો;
ભક્તિ નીતી રસથી ભરેલાં ભવ્ય પાત્ર જમાડજો,
એ પતિત પાવન પરમ પુરૂષોત્તમ સ્વરૂપ બતાવજો. ૩
દોષો થકી ભરપુર અમ ઉપર દયા દર્શાવજો,
જાણ્યાં છતાં રસ્તો ભૂલેલા મૂર્ખ અમને માનજો;
ભવદુ:ખમાં પીડીત થયેલા દાસ જાણી ઉગારજો,
એ પતિતપાવન પરમપુરૂષોત્તમ સ્વરૂપ બતાવજો. ૪

## કાવ્ય પંચાવનમું

ગઝલ

જગતના સર્વ સંતોમાં, ગુરુશ્રી એક મેં જોયા,
નમું શ્રી શાંતિવિજયજી, અમોને પાર ઉતારો. ૧
વહે જ્યાં શાંતિના સાગર, અમીની ધાર જ્યાં વહે છે,
કરુણા પ્રેમમય ગુરુશ્રી, અમોને પાર ઉતારો. ૨
ગુરુશ્રી બાળ બ્રહ્મચારી, ખરી છે રત્નની ક્યારી,
વરી છે શાંતિરૂપ યારી, અમોને પાર ઉતારો. ૩

આબુદીક કુળમાં ગુરુ જનમ્યા, પિતાનું કુળ દીપાવ્યું,
ધન્ય વસુદેવી કુક્ષીને, અમોને પાર ઉતારો. ૪

મણાદર ગામમાં વસતા, પિતાશ્રી ભીમ તોલાજી.
તેહના પુત્ર ગુરુશ્રી, અમોને પાર ઉતારો. ૫

આનંદ ધનજી થયા યોગી, ચીદાનંદજી થયા યોગી.
ગુરુશ્રી ધર્મવિજયજી, અમોને પાર ઉતારો. ૬

તપસ્વી તીર્થવિજયજી, ગુરુશ્રી ધર્મના ચેલા,
તેહના શિષ્ય ગુરુશ્રી, અમોને પાર ઉતારો. ૭

ગુરુશ્રી જ્ઞાની ને ધ્યાની, ખરી છે રત્નની ખાણી,
ઓમ અર્હમ્ તાણી વાણી, અમોને પાર ઉતારો. ૮

નમે છે દાસ કર જોડી, હૃદયથી પ્રેમને જોડી,
જન્મના ત્રાસને તોડી, અમોને પાર ઉતારો. ૯

## કાવ્ય છપનમું

પંડીત ગીરજાશંકર

ગઝલ

અજબગીરીરાજ આબુના, શીખરપર વાસ કરનારા,
દયાને પ્રેમની મૂર્તી, પરમ યોગીવરા પ્યારા. ૧

ક્ષમાને શાંતિના ખડગે, નમાવ્યા કંઇ મહારાયા,
વીદાર્યાં મોહને માયા, પરમયોગીવરા પ્યારા. ૨

પ્રસીદ્ધી વીશ્વમાં પામ્યા, સ્વજનનાં સંકટો વામ્યા,
અમરપદ યોગનું કામ્યા, પરમ યોગીવરા પ્યારા. ૩

દુઃખીના કલ્દ્રુમ સમ છો, પ્રણતના પ્રાણમરહમ છો,
જપાવો જાપ અર્હમ્‌નો, પરમયોગીવરા પ્યારા. ૪

નીજાનંદે મઝા લેતા, અને અદ્વૈતમાં રહેતા,
ધ્વજા સત ધર્મની ધરતા, પરમ યોગીવરા પ્યારા. ૫

અહીં પાખંડ ધર્મોની. નહિ ચાલી શકે કીસ્તી,
સદા જયાં સામ્યતા વસતી, પરમ યોગીવરા પ્યારા. ૬

મરૂધરના મહાત્માજી, પ્રકાશી જયોત આત્માની,
હરી પીડા પરાત્માની, પરમયોગીવરા પ્યારા. ૭

દયાને શાંતિના સાગર, યથા શુભ નામ ગુણ આગર,
રીઝાવ્યા નાથજી જીનવર, પરમયોગીવરા પ્યારા. ૮

પ્રતાપી પ્રેમની મૂર્તી, અચળ અર્હમ્ પદે સુરતી,
અમર હો ! આપની કીર્તી, પરમયોગીવરા પ્યારા. ૯

ભવાબ્ધીનાં બધાં બંધન. નીવારો દીન દુઃખ ભંજન,
પ્રણુતનાં પ્રેમનાં વંદન, ગુરૂ શાંતિવિજય પ્યારા. ૧૦

# કાવ્ય સત્તાવનમું

(હીંદી ગઝલ)

શાંતિવિજય ગુરૂશ્રી મીલા. ફીર જગત ઢુંઢકે ક્યા કરૂં,
અદ્ભુત યોગી શ્રી મીલા. દુનીઆમેં ફીરકે ક્યા કરૂં. ૧

અનંત જય મની ગણ સત્ય, યોગ સાધી પદ ભજે,
તરણ તારણશ્રી મીલા. ફીર જગત ઢુંઢકે ક્યા કરૂં. ૨

જો આગ જલ રહીતી જીવનમેં, વો શાંત ઉનસે હો ગઇ,
અનાથ કા રક્ષક મીલા, ફીર જગત ઢુંઢકે ક્યા કરૂં. ૩

આનંદઘન જૈસે ઋષિ, આત્મ મસ્તી મેરમે,
ગુરૂવર પ્રભો જ્ઞાની મીલા. ફીર જગત ઢુંઢકે ક્યા કરૂં. ૪.

ઓંકારની ધૂની અજબ, જહાં રોમમે ચલતી રહે.
અધ્યાત્મજ્ઞાની વીર મીલા, ફીર જગત ઢુંઢકે ક્યા કરૂં. ૫

મદ્યપાન માંસાહારસે લખ્ખો મનુષ્ય કો બુઝવે,
ઉપકારી મુનીવરશ્રી મીલા, ફીર જગત ઢુંઢકે ક્યા કરૂં. ૬

જહાં વચન સીધ્ધી જળ વહે, ઉપદેશસે અંતર ઠરે,
અમૃતભર્યા સાગર મીલા, ફીર જગત ઢુંઢકે ક્યા કરૂં. ૭

ભડવીર ભારત કે મહા, નમતે સકલ લોકો અહા;
યશસાધને વાલે મીલા, ફીર જગત ઢુંઢકે ક્યાકરૂં. ૮

શાંતી સાગરમાં સ્નાન કરીને,
જ્ઞાન સાગરમાં મ્હાલજો રે,
સહુ અમૃત નીરમાં ઝીલજો. ઝીલજો-૪

ભવ ભય દુઃખથી દૂર થવાને,
ૐકાર જયોતી જગાવજો રે,
સહુ અમૃત નીરમાં ઝીલજો. ઝીલજો-૫

શાંતિસૂરીશ્વર સાચા મળ્યા છે,
દિવ્ય મહર્ષિ એ જાણજો રે,
સહુ અમૃત નીરમાં ઝીલજો. ઝીલજો-૬

બાળક કીંકરદાસ કહે છે,
જય જયકાર વર્તાવજો રે,
સહુ અમૃત નીરમાં ઝીલજો. ઝીલજો-૭

## કાવ્ય સાઠમું

(રાગ—માઢ)

સૂરી સમ્રાટ જગત શીરતાજ, ભવ ડુબંતુ તારો આજ;
કહાવો અબધૂત યોગીરાજ,
દુઃખીની ભીડ ભાગો ગુરૂરાજ.

આત્મ કમળ ખીલી રહ્યું, મુખડું ચંદ્ર સમાન;
ભારતમાં ભડવીર તું, બ્રહ્મચારી બળવાન. સૂરી-૧

ધન્ય આહીર અવતારને, જનમ્યા જગ હીરતાર;
સુત્ર આહીંસા આદર્યું, પર પીડા હરનાર. સૂરી-૨

મહુધર તાગ આંગણે, ઉપન્યા પુનમચંદ;
વસંતપંચમી જન્મીયો. ખીલ્યો જેમ વસંત. સૂરી-૩

જ્ઞાની ધ્યાની સંયમી. મુનીવરમાં ગંભીર;
પંચ મહાવ્રત પાળતા. સાધુમાં શૂરવીર. સૂરી-૪

વીશ્વેશ્વર ભગીરથ રૂપિ, દીન દાતાર કહાય;
ભૂપતી શીર નમાવતા. સૂર્યસમા ઝળકાય. સૂરી-૫

મહાવીર પંથ દીપાવીયો. સાચા સંત કહાય;
સંયમ શુદ્ધ સુહાવીયું, સકલ લોક ગુણ ગાય. સૂરી-૬

ભક્તજનોની વિનતી, અંતર હર્ષ અપાર;
બાળક કીંકરદાસને, ઉતારો ભવપાર. સૂરી-૭

# કાવ્ય એકસઠમું

રાગ ધનાશ્રી

નમો નમો શાંતિસૂરિ ગુરુ રાયા;
આનંદ અધિક ઝમાયા–ઝમાયા. નમો ૧
વસંત પંચમી દિન શુભ જાણો;
જેમ વસંત ખીલાયા–ખીલાયા. નમો ૨
આહીર કુળમાં જન્મ ધરાયો;
જગ ઉપકારી કહાયા–કહાયા. નમો ૩
રાયકા શ્રી તોલાના નંદન;
નામે સગતોજી કહાયા–કહાયા. નમો ૪
માતા વસુદેવી કુક્ષી દિપાવી;
ભારત ભૂપ નમાયા–નમાયા. નમો ૫
આઠ વરસ ઘર વાસ વસાયા;
જંગલ ઢોર ચરાયા–ચરાયા. નમો ૬
ધર્મવિજય યોગેશ્વર પાટે;
શિષ્ય તરીકે સુહાયા–સુહાયા. નમો ૭
દેવચંદ્રસૂરિશ્વર નમજો;
હેમાચાર્ય કહાયા–કહાયા. નમો ૮

પાંચ વરસમાં અહીંયું કર્યાતા;
ભારત વીર ગવાયા–ગવાયા. નમો ૯

મહાન તપસ્વી તીર્થવિજયજી;
અહીંયું કર્યા ગુરુરાયા–ગુરુરાયા. નમો ૧૦

આઠ વરસ જ્ઞાન ધ્યાન શીખાવી;
યોગાભ્યાસ પઢાયા–પઢાયા. નમો ૧૧

યુવાન વયમાં સંયમ પાયા;
શાંતિવિજયજી કહાયા–કહાયા. નમો ૧૨

આર્ય અનાર્ય નરો અપનાયા;
શાંતિના પાઠ શીખાયા–શીખાયા. નમો ૧૩

દારૂ માંસનો ત્યાગ કરાવી;
લાખો ભીલ બુઝાયા–બુઝાયા. નમો ૧૪

ૐ અર્હમ્‌ના ધ્યાનને ધારી;
દિવ્ય મહર્ષિ કહાયા–કહાયા. નમો ૧૫

અવધૂત યોગીશ્વર પદ પામી;
કીંકર બાળ રીઝાયા–રીઝાયા. નમો ૧૬

# કાવ્ય બાસઠમું

રાગ–આશાવરી

નમું શ્રી શાંતિગુરૂ ચરણે, દિવ્ય રૂષિવરને. નમુ ૧
પંચમઆરો મહાદુઃખીઆરો, વિષમ સમય કહેવાયો;
વીસમી સદીની ઘોર ઘટામાં, સાચો તું ભજવાયો. નમુ ૨
સદ્દગુરૂ મળવા સ્હેલ ન સમજો, અંતર ધૂન ધખાવે;
મૃત્યુ તણી પરવા નકરે તો, ગુરૂગુણને એપાવે. નમુ ૩
માયાને મમતાની ખાતર, મૂઢ જનો કંઇ મરતા;
મોહમતીમાં ભાન ભલીને, આતમ હીરને હણતા. નમુ ૪
પરમ કૃપાળુ પરમ પ્રતાપી, પરમ પુરૂષ કહેવાયા;
પરઆતમ ઉપકારી ગુરૂશ્રી, ઘરઘર નામ ગવાયા. નમુ ૫
વિશ્વ પ્રેમની અજબ વિભૂતિ, ઘટઘટ માં પથરાયા;
દિવ્ય મહર્ષિ ભડવીરસાચા, કિંકરે ગુરૂગુણ ગાયા. નમુ ૬

# કાવ્ય તેસઠમું

રાગ–આશાવરી

નમોશ્રી યોગીશ્વર બલીહારી;
જનમ્યા જગ ઉપકારી. નમો ૧

શાંતદાંત દયાના સાગર, દિવ્યગુણી દાતારી;
પંચપરમેષ્ઠીપદ આરાધક. પંચમહા વ્રતધારી. નમો ૨
જ્ઞાની ધ્યાની ગંભીર મુનીશ્વર. મુખડું મંગલકારી;
વાણીમાં અમીરસ વરસાવે, બાળયોગી બ્રહ્મચારી.
નમો ૩
ધર્મવિજયજી મહાન યોગેશ્વર. ધર્મદીપાવણ હારી;
તેહ શિષ્ય શ્રીતિર્થવિજયજી. તપતપીઆ બહુભારી.
નમો ૪
આર્દ્રીજ્ઞાન ઉપન્યા કુળભાનુ. શાંતિવિજયસુખકારી:
ધર્મ નિર્થ ગુરુપાટ દીપાવો. પરઆતમ ઉપકારી. નમો ૫
અનંત જીવ પ્રતિપાળ કહાયા, યોગીશ્વર પદ ભારી;
રાજરાજેશ્વર શીર નમાવે, રાયરંક ભીખારી. નમો ૬
પ્રભુવીર આ ભુમીમાં વીચર્યા, કષ્ટ સહ્યાં અતીભારી;
ચંડકોશીયોનાગ ડશ્યો પણ, શાંતિ કદી નવ હારી.
નમો ૭

# કાવ્ય ચોસઠમું

( રાગ—માઢ )

ગુરૂ પ્રાણથી પ્યારા, દુઃખ હરનારા, મુજ હૈયાના હાર.
આપ વિના ગુરૂ કોણ અમારો, નાદ સૂણે કીરતાર;
ભવ અટવીમાં ભમતાં ભમતાં, મળીયો તું આધારરે. ગુ. ૧

જુઠ પ્રપંચતણી જાળોમાં, સપડાયો વાર વાર;
જાણ છતાં મેં હર્ષે કીધાં, કૃત્ય અતિ દૂષકાર રે. ગુરૂ ૨
પુન્ય પ્રતાપે ભાન થયું તો, માર્ગ મળ્યો કીરતાર;
કરૂણાસાગર પાર ઉતારો, ચરણે પડું વાર વાર રે. ગુરૂ ૩
ભક્તિ સુધા પ્રગટે અંતરમાં, રોમે રોમ ભીંજાય;
સ્નાન કરી હું પાપ પખાળું, મેલ સહુ ધોવાયરે. ગુરૂ ૪
બાળક આ નીરધાર ત્હમારો, કોઇ નહિ આધાર;
આપ અનાથ સનાથ ગુરૂ શ્રી, ભવસિંધુથી તારરે ગુરૂ. ૫
શાંતિસૂરી પ્રભો નામ ત્હમારૂં, જ્ઞાની અને ગુણવાન;
સદ્ગુરૂ સાચા આપ કહાવો, કીંકરના છો પ્રાણરે ગુરૂ ૬

# કાવ્ય પાંસઠમું

(રાગ—ધન ભાગ્ય અમારાં આજ પધાર્યાં મોંઘેરા મહેમાન)

નમો. નમો. શ્રીશાંતિવિજયજી યોગીશ્વર દેવા.
દિવ્ય મૂર્તિ ગુરુવર સાચા વિશ્વ કરે સેવા. નમો—૧

આબુગીરીરાજ હદ્દો કહેવાય, ગુરુવરનાં દર્શન ત્યાં થાય;
ભાવધરીને ભક્તિ કરે તો શીવપુરના મેવા. નમો—૨

ધન્ય શ્રી યોગીશ્વરરાયા, નમે સહુ રંક અને રાયા;
વિશ્વમાંહી ગુરુ મહાન કવિવર આનંદઘન જેવા. નમો—૩

ઉગારે કંઇક પતિતોને, સુઝાવે રાય અમીરોને;
ૐ અર્હંમનો જાપ જપાવે અમૃતફળ લેવા. નમો—૪

અહીંસાના ડંકા વાગે, સૂતી સહુ રાજવીઓ જાગે;
જીવદયાનો પાઠ પઢાવે અભય દાન દેવા. નમો—૫

જગાવે જ્યોતી અંતરમાં, નીરંતર ધ્યાન ઘરેઘટમાં;
શ્રીકરદાસ કહે મુજ અર્પી ચરણકમળ સેવા. નમો—૬

# કાવ્ય છાસઠમું

( રાગ—દેશ )

નાચે રસભીનો અલબેલો અદ્દભૂત તાનમાં રે;
અરીહંત ધ્યાનમાં રે. નાચે.
નયનોમાં એ નાચકરેછે, નાથ નીરંજનને જગાવે છે;
નીરખી નૂર ઝળકે છે એના જ્ઞાનમાંરે. નાચે-૧
પંખી વનોવન ઉડી ફરે છે, એહ જંગલમાં વાસ કરે છે;
પ્રેમ પુષ્પની માળ વરે છે ધ્યાનમાંરે. નાચે-૨
દુર્ગંધતાને દૂર કરે છે, શાંતી થકી સહુકર્મ હરે છે;
ક્ષમા ધૈર્યને ધારી રહે ગુલતાનમાંરે. નાચે-૩
વીશ્વ પ્રેમનું જળ પીવડાવે,
આનંદ, આનંદ, ઉરમાં ધ્યાવે;
વાઘ સિંહ પશુ શીર નમાવે સાનમાંરે. નાચે-૪
અનહદ તાન મચાવે વનમાં, અહઁમ્‌ને પ્રગટાવે તનમાં;
અબધૂત યોગીશ્વર પદવીના પાનમાંરે. નાચે-૫
અર્બુદગીરીવરમાં વીચરે છે, શાંતિસૂરીશ્વર નામ ધરેછે;
કીકરદાસ નમે છે એના ચર્ણમાં રે. નાચે-૬

## કાવ્ય સડસઠમું

( રાગ—રૂમઝુમ તાલમણી ઝિંઝર બાજતી ગામમેં )

યોગીશ્વર રાયા આપ બીરાજે મરૂ દેશમાં,
દેશ દેશના ભક્તો આવે, હર્ષ ધરી ગુણ ગાવે;
અર્હમ પદ અધિકાર સૂણીને, મનવાંછીત ફળ પાવેરે.
યોગીશ્વર—૧

આર્ય અનાર્ય ગુણીજન આવે, અર્હમ્‌થી અપનાવે;
વીશ્વ પ્રેમના પરમ પ્રકાશે, અદ્‌ભુત બળ બતલાવેરે.
યોગીશ્વર—૨

પ્રાગ્વાટ જ્ઞાતી સંમેલન, બામણવાડ દીપાયા;
દિવ્યમહર્ષિ દર્શન કરીને, અંતર હર્ષ ભરાયારે.
યોગીશ્વર—૩

અનંત જીવ પ્રતિપાળ કહાવો, યોગ લબ્ધી પદ પાવો;
એમ અનંતા પ્રાણી રીઝવી, અંતર જ્યોત જગાવોરે.
યોગીશ્વર—૪

ભક્તિ નીતીનો પાઠ પઢાવો, સદ્‌ગુરૂ પંથ સુણાવો;
અભયદાન પશુઓને અર્પી, ધર્મ ધ્વજા ફરકાવોરે.
યોગીશ્વર—૫

સંવત ઓગણીસ સાલ નેવાશી, ચૈત્ર વદી ત્રીજ પાયા;
દિવ્ય મહર્ષિ શાંતિસૂરીના, શ્રીંકરે ગુરૂગુણ ગાયારે.
યોગીશ્વર-૬

## કાવ્ય અડસઠમું

## દૂધાળાં ઢોરના રક્ષણ માટે

### સૂરી સમ્રાટની હાકલ

ગઝલ

અખીલ ભારત મહીં આજે, મહર્ષિ તું ખરે સાચો,
ધૂની ઓમ્કારની જગવી, નમું શાંતિ સૂરીશ્વરને. ૧

અરે આલમ મહીં આજે, દૂધાળા ઢોરને કાજે.
ગજાવ્યો ઘોષ દુનીઆમાં, નમું શાંતિ સૂરીશ્વરને. ૨

મુંગા પ્રાણી તણી હીંસા, બચાવા નાદ તેં ગજવ્યો,
અહીંસા સૂત્ર ભજવાયું, નમું શાંતિ સૂરીશ્વરને. ૩

એસેમ્બલીમાં કરો તારો, દયાનો મંત્ર ઉચ્ચારો,
કરે ઉદ્‌ગાર અંતરથી, નમું શાંતિસૂરીશ્વરને. ૪

આહીરજ્ઞાતી મહીં જન્મ્યા, મહા અરીહંત પદપ્રણમ્યા,
કહાગ્રહ ક્રોધને વીરમ્યા, નમું શાંતિસૂરીશ્વરને. ૫

પ્રભુ મહાવીરના પંથે, જીવનની ખ્યાત અજવાળી,
અહીંસા મંત્રની ચાવી. નમું શાંતિ સુરીશ્વરને. ૬
અહેં! જંગલ અને ઝાડો, ભયંકર ખીણને પહાડો,
વાઘને સીંહ તણી ગાડો, નમું શાંતિ સુરીશ્વરને. ૭
મરણનો ભય નહી વનમાં. નીરંતર ધ્યાન અંતરમાં,
ૐ અર્હમ્ તણી ધુનમાં. નમું શાંતિ સુરીશ્વરને. ૮
મરુધર આંગણે તારા, ફળ્યો છે કલ્પદ્રુમ આજે,
ધ્વની એ વીશ્વમાં ગાજે. નમું શાંતિ સુરીશ્વરને. ૯
અહીંસાની ખરી ભઠ્ઠી, નીરંતર રોમમાં સળગે,
સદા સાધુત્વને વળગે. નમું શાંતિ સુરીશ્વરને. ૧૦
ફકીરી વેશ પહેરીને, ફકીરી મન બનાવ્યું છે,
તજ્યાં છે મોહને માયા, નમું શાંતિ સુરીશ્વરને. ૧૧
યુરોપીઅન પારસી રાજન, કરે છે સર્વને પાવન,
જપાવે ૐ હ્રીં અર્હમ્. નમું શાંતિ સુરીશ્વરને. ૧૨
મીનારો શાંતિનો સાચો, જીનેશ્વર જાપમાં રાચ્યો,
અહેં એ સંત છે પાકો, નમું શાંતિ સુરીશ્વરને. ૧૩
ચડે નીજ મસ્તીમાં આગે, વીણા ત્યાં સત્યની વાગે,
સૂણી ભારત બધું જાગે, નમું શાંતિસૂરીશ્વરને. ૧૪

બામણવાડા તીરથ ભારે, પ્રભુ મહાવીરના દ્વારે,
સૂરીશ્વર નાદ પોકારે, નમું શાંતિ સૂરીશ્વરને. ૧૫
વચનમાં વીર રસ પાવે, સદા ઓમ્કારને ધ્યાવે,
સર્વને સત્ય રસ પાવે, નમું શાંતિસૂરીશ્વરને. ૧૬
હજારો કોસથી આવે, ગુરૂ દર્શન તણા લ્હાવે,
અતિ આનંદ ઉભરાવે, નમું શાંતિ સૂરીશ્વરને. ૧૭
જીવન સાગર મહીં ડુબતો, અરેરે તેં મુને તાર્યો,
ભક્તીનો માર્ગ બતલાયો, નમું શાંતિ સૂરીશ્વરને. ૧૮
શાસનદેવ સ્હાય તું થાજે, હૂવાળા ઢોરને કાજે,
સૂરીશ્વરનાં વચન ગાજે, નમું શાંતિ સૂરીશ્વરને. ૧૯
વીનંતી દાસ કીંકરની, પ્રભો અંતર મહીં સુણજો
સૂરીશ્વરને સફળ કરજો, નમું શાંતિ સૂરીશ્વરને. ૨૦

## કાવ્ય ઓગણસીતેરમું

(રાગ દાંડી તણા કીનારે)

વંદન તો કર રહાહું ચાહય તારો યા નતારો,
દર્શન તો કર રહાહું ચાહય તારો યાં નતારો વંદન ૧

સંસાર સાગરોસે, તુમવીણ કોણ તારે,
અરજી સુણા રહાઉં, ચાહય તારો યા ન તારો. વંદન ૨

ક્રોધ અતી ભરેલા, દુનીયા માંહીં ફરેલા,
પોકાર કર રહાઉં, ચાહય તારો યા નતારો. વંદન ૩

મદ મોહમાં ભરેલા, માયા માંહીં ફસેલા,
વીનતી તો કર રહાઉં, ચાહય તારો યા નતારો. વંદન ૪

બંધન ભવાબ્ધી ભયસે, તુમવીણ કોન છુડાવે,
શીરતો ઝુકા રહાઉં, ચાહય તારો યાનતારો. વંદન ૫

અજ્ઞાનના હટાકે, શુભ શકતી આપ અર્પો,
ચરણોમેં નમ રહાહું, ચાહય તારો યા નતારો. વંદન ૬

આબુ અજબ ગીરીમેં, શાંતિપ્રભો ચરણમેં,
શેવાતો કર રહાહું, ચાહય તારો યા ન તારો. વંદન ૭

તુમ વીણ યોગીશ્વરજી, સુણે કોણ મોરી અરજી,
શરણું ગ્રહી રહાહું, ચાહય તારો યા ન તારો. વંદન ૮

કહે દાસ બાળ તેરા, ભવસે કરો અનેરા,
શાંતિકું ચહા રહાહું, ચાહય તારો યા નતારો. વંદન૯

# કાવ્ય સીત્તરમું

શ્રેષ્ઠીવર્ય પહુમલ એન્ડ બ્રધર્સવાળા શેઠ કીસનચંદની
દાનવીરતાને સમર્પણ
( રાગં આશાવરી )

મનુજનભક્તિ સદા કરજે, હીંમત નવ હરજે. મનુ ૧
ભારતના ખીલતા ભાવીમાં, પ્રથમપદે કહેવાયા;
હીંદ મહી એ મહાન્ પ્રતીષ્ઠીત, શ્રેષ્ઠીવર્ય ગવાયા. મનુ ૨
નામ પહુમલ શ્રેષ્ઠી વરપુત, નામાંકીત નરરાયા;
શાંતિસૂરિના શેવક બનીને, પ્રેમપુરણ બતલાયા. મનુ ૩
ધન્ય જીવન તુમ ધન્ય વિચારો, આતમ જયોત જગાયા;
ધન્યવાદ તુમ ભક્તિસુધાને, સાચી ફર્જ બજાયા. મનુ ૪
મુંગા પ્રાણીનું રક્ષણ કરવા, જીવદયા ઉર લાવ્યા;
લક્ષ રૂપૈઆ દાન કરીને, ભક્તિભાવ ભજાયા. મનુ ૫
દાનપતી સુત કીસનચંદ નર, જનનીકુંખ દીપાયા;
દયા ધર્મ કદીયે નવ ભૂલજે, ઉજવળજીવન બનાયા. મનુ ૬
આગભૂકી તીહાં ઘરમધે, ગુરૂએ આવી જગાયા;
ઘોર સંકટમાં સ્હાયક ગુરૂશ્રી, મૃત્યુ મહીંથી બચાયા.
મનુ ૭

આનંદચંદ મતી આનંદી, આનંદ રૂપ ઉભર્યાતો;
એવી મળી નહિ આનંદ ત્યારી, આનંદ અમર રહ્યો તું
મનુ ૮

સદ્ગુરુદેવની સાચી સેવા, વીરલ નરો કંઈ પાવે;
કીંકરદાસ પ્રભો શાંતિ સૂરીના, હર્ષ ઘણે ગુણ ગાવે.
મનુ ૯

## કાવ્ય છોતેરમું

(રાગ—આલમમાં ડંકા બજવાયા એવીર જવાહરલાલને)

આલમમેં ડંકા બજવાયા, ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને.
સોતા માનવકો જગવાયા, ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને.
આલમ ૧

અર્બુદગીરી વરમેં વાસ કીયા,
નયનોંકી જ્યોત પ્રકાશ દીયા;
અજ્ઞાન તીમીરભય નાશ કીયા,
ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને. આલમ ૨

આનંદકા સાગર હીલવાયા,
વીર વચનામૃતકોં પીલવાયા;

દુનીઆમેં ડંકા બજવાયા,
ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને. આલમ ૩

ૐ હ્રીં અર્હં કો જપવાયા, ઘર ઘર એ મંત્રો ભજવાયા;
દિવ્ય દિપક કો ઝળકાયા, ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને.
આલમ ૪

અહીંસાકે સૂત્રો દીખલાયા, કંઇ રાજનકો એ શીખલાયા;
શુભ પાઠ દયાકા પઢવાયા, ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને.
આલમ ૫

દર્દીકા દર્દો નાશ કીયા, ભવરોગોસે કંઇ મુકત હુઆ;
અતીશયકા કાબુ અજમાયા, ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને.
આલમ ૬

શાંતી સરોવરમેં સ્નાન કીયા,
ગુરૂ ગૌતમ જેસા જ્ઞાન લીયા;
દુનીઆ દારીકું છોડ દીયા,
ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને. આલમ ૭
સચ્ચે તનમનસે સાધ્ય કીયા,
ૐકાર મંત્રકા ધ્યાન કીયા;
અમૃત અમીરસકા પાન પીયા,
ગુરૂ શાંતિ સૂરીશ્વર યોગીને. આલમ ૮

બ્રહ્મચારી બળ બતલાયા,
આગમકા રસકો અપનાયા;
એ દીનદુઃખ કો દીપલાયા,
ગુરુ શાંતિસૂરીશ્વર યોગીને. આલમ ૯

## કાવ્ય બાંતેરમું

(રવિન્દ્રકુમાર જૈન) સુધારા વધારા સાથે

[હરીગીત છંદ]

કોન કહેતા હૈ જગતમેં, આત્મજ્ઞાની હૈ નહિ,
અર્બુદગીરીમેં દેખલો, ગુરુવરપ્રભો સચ્ચે વહીં. ૧

યહ જગત કે જંજાલકી, પરવા કભી રખતે નહિ,
ધારા છુટી હૈ સત્યકી, ગુરુવરપ્રભો સચ્ચે વહીં. ૨

જાતિકા નહિ ભેદ હૈ, ઔર કષ્ટકા નહિ ખેદ હૈ,
જહાં વિશ્વ આખા એક હૈ, ગુરુવરપ્રભો સચ્ચે વહીં. ૩

ઇષ્ટ કે અવતાર હૈ, ગુરુ લબ્ધી કે ભંડાર હૈ,
અનંત જીવપ્રતિપાળ હૈ, ગુરુવર પ્રભો સચ્ચે વહીં. ૪

ઉપન્યા જગત કે પુન્યસે, અબધૂત યોગીશ્વર પ્રભો,
ડંકા બજા હૈ ૐકા, ગુરૂવર પ્રભો સચ્ચે વહીં. ૫

સમભાવ રસમેં મ્હાલતે, સબ ધ્યાન બળસે જાણતે,
ઉંચનીચ એક પીછાણતે, ગુરૂવર પ્રભો સચ્ચે વહીં. ૬

સંદેશ ઉન્કા વિશ્વમેં, ચારો દિશામેં હો ચૂકા,
જ્યોતિ ઝધી હૈ આત્મમેં, ગુરૂવર પ્રભો સચ્ચે વહીં. ૭

જંગલ ભયાનક વન વિષે, સિંહ વાઘ સબ એકી દીસે,
નીજ આત્મ કે કર્મો પીસે, ગુરૂવર પ્રભો સચ્ચે વહીં. ૮

નૃપતિ ચરણમેં ઝૂકતે, સેવા કભી નવ ચૂકતે,
સબહી ગુરૂકો પૂજતે, ગુરૂવર પ્રભો સચ્ચે વહીં. ૯

શાંતિ સૂરીશ્વર નામ હૈ, ગુરૂ જ્ઞાની ને ગુણવાન હૈ,
કીંકરતણા એ પ્રાણ હૈ, દેવેન્દ્ર ગુણ ગાતે સહી. ૧૦

# કાવ્ય તેંતેરમું

( બાગીલાલ પાનાચંદ )

( રાગ ભીમપલાસી—ત્રિતાલ )

: ૧ :

એ જગમાંહી અદ્‌ભુત યોગી,
　　એની જ્યોતિ ઝગમગ ઝગમગતી,
એ ત્યાગી તપસ્વી વૈરાગી,
　　એની આંખલડી કરૂણા ભીની....૧

એના વચન સુધા રસથી ભરીયાં,
　　જનગણને ઉપકારે હરીયાં,
એનાં નયન અમીરસથી ભરીયાં,
　　પાપીનાં પાપ જલન કરીયાં....૨

એને ભેદ નથી ઉંચ કે નીચનો,
　　એ રસિયો છે આત્મિક જનનો,
એનો માર્ગ અનુપમ ન્યારો છે,
　　આત્મિક જન એને પ્યારો છે....૩

એ જગનો સાચો ઉપકારી,
એની કીર્તિ કરે આલમ સારી,

એ મસ્ત સદા આત્મિક રંગે,
નહિ પરવા એને જગ સંગે....૪

અર્બુદગિરિ શિખરે બિરાજે છે,
શાતિસૂરિ નામે ગાજે છે,

ઓ ! જગમાંહે અદ્દભુત યોગી !,
કરે વંદન તુજ બાળક ભોગી....૫



## કાવ્ય ચુમોતેરમું

રાગ માલકંસ-ત્રિતાલ

: ૨ :

મોરી લાગી લગન ગુરુકીર્તનકી....ટેક૦
ગુરુકીર્તન બીન કુછ નહિં ભાવે,
આત્મિક જ્યોત પ્રકાશનકી....મોરી૦ ૧

ભવસાગર અંધેરા ઘેરા,
 ગુરુ દીપકસે તરનનકી...મોરી૦ ૨

યોગી દીપક ગુરુ શાંતિસૂરીશ્વર,
 આકુલતા તુજ દર્શનકી...મોરી૦ ૩

## કાવ્ય પંચોતેરમું

(રાગ મિશ્રભીમપલાસી—ત્રિતાલ)

: ૐ :

ઓ દીન દયાલ કૃપા સાંધો,
 હરજનકે તારનહાર ગુરુ,
મઝધારમેં આય ફસી નૈયા,
 કરો ભવસાગરસે પાર ગુરુ...૧

જલ અપાર ઉલટી ધાર વહે,
 વીપરીત પવન દીન રજનિ ચલે,
જગ લાગે ફિરતા જીવ કાંપે,
 તુમ બીન કરે કૌન સહાય ગુરુ...૨

ચહુ ઓર અંધેરા નહીંશસૂઝે,
મોરી નાવ ભમરસે કૈસે બચે,
તોરી યોગકી જયોત દયા જો કરે,
મિલ જાએ ઓર કિનાર ગુરૂ...૩

પર્વતકો જો ચાહો તો રાઈ કરો,
ઓર રાઈકો તુમ પર્વત કરદો,
કોઈ કામ કઠિનહિ નહિ તુમ કો,
હો અગમ અપાર જગતમે ગુરૂ....૪

વિપત વિદારક સબ જગ કે,
ઓર અંતર્યામી હરજન કે,
યે ભોગી કી અરજ હૃદય ધરકે,
કરો ભક્તકા બેડા પાર ગુરૂ...૫

## કાવ્ય છોંતેરમું

રાગ ભૈરવી—ધુમાળી

: ૪ :

પાયો પાયો મેં હે ગુરુવરજી,
તુમ દર્શન સુખકાર...ટેક૦

દુખ લીયા અબ જગકિ સારા,
મિલા ન કો આધાર.
કરુણાસાગર અબ મત છોડો,
મેરે તુમ આધાર....પાયો૦ ૧

ભવ અંધેરા સાગર ગહેરા,
નૈયા પડી મઝધાર.
તુમ બિન નાથ કૌન નિર્બળકી,
નૈયા ખેવનહાર....પાયો૦ ૨

શુભ આશિષ સબ જગકો દેકર,
કરો ભલા સબ જગકા,
માંગી હમ તુમ ગુન ગાવેંગે,
શાંતિસૂરી દાતાર...પાયો૦ ૩

## કાવ્ય સીતાતેરમું

રાગ કાફી-દીપચંદી

: ૫ :

આંખલડી મનોહારી, દિવ્ય મહર્ષિ તમારી...ટેક૦
દર્શન કાજે આજે હું આવ્યો,

મુખડું દીઠું મનોહારી,
ભાલ વિશાળ નિરંતર શોભે,
ચાંદલ ચમકે ગગનરી....૧

રાગ દ્વેષ દીસે ન લગારે,
મોહમાયા દુઃખહારી,
અનુપમ માર્ગ અચલ તેં સાધ્યો,
ભટકું હું ભવમાં ભિખારી....૨

અંશ દીસેના તમારો મુજમાં,
કીર્તિ કરૂં શું તમારી,
ચરણકમલની સેવા ચાહું,
શાંતિવિજય દુઃખહારી...૩

સદગુરૂ પ્રીતમ મેરે દિલ વસીયો,
પ્રીતમ વીણ જગખારી,
ભોગી ભ્રમર દિલ વાસ તુમારી,
રહો અવિચળ સુખકારી...૪

# કાવ્ય અઠાતેરમું

### શ્રીયુત આનંદચંદ શીપાળીના સ્મરણાર્થે

### હરીગીત છંદ

આનંદચંદ વિયોગ ત્હારો હૃદયથી ભૂલતો નથી,
તુજ પ્રેમનો સાચો દીપક અંતર વીષે બુઝતો નથી;
આહા ! અજબ આનંદમાં મસ્તાન થઈ તું નાચતો,
શ્રી શાંતિસૂરી ગુરૂદેવની ભક્તિ મહીં તું રાચતો. ૧

ધન્ય આનંદચંદ તું આનંદમાં અવધિ હતો,
જોડી મળે નહિ તાહરી એનો હવે નિશ્ચય થતો;
ખુલ્લા કરી તુજ હાથ લક્ષ્મી ગુરૂપરે વરસાવતો,
શ્રી શાંતિસૂરી ગુરૂદેવની ભક્તિ મહીં તું રાચતો. ૨

આનંદ ત્હારા સ્નેહનો સાચો ઘડો ઉભરઈ ગયો,
આનંદ ત્હારા પ્રેમનો ઝળતો પ્રકાશ બુઝઈ ગયો;
આનંદ ત્હારા પ્રેમથી સહુ ભક્ત મંડળ ગાજતો,
શ્રી શાંતિસૂરી ગુરૂદેવની ભક્તિ મહીં તું રાચતો. ૩

ભક્ત બનવું દોહીલું ઉચ્ચાર કરવો સ્હેલ છે,
આ ભક્તિરસનું પાન કરવું એજ સાચો ખેલ છે;

કંટક તણી વાડો ગુંદીને કોક વીરલો ચાલતો,
શ્રી શાંતિસૂરી ગુરૂદેવની ભક્તિ મહીં તું રાચતો. ૪

આનંદ ત્હારા સ્વર્ગથી અશ્રુ ખરેખર વહી રહ્યાં,
એ કારમા સંદેશથી પ્રત્યેક રોમ ધ્રૂજી ગયાં;
દીર્ધાયુ રહો તુજ બાળ સર્વે એજ હું ઇચ્છી રહ્યો,
રડતા હૃદયથી દાસ કહે આનંદ તું ચાલ્યો ગયો. ૫

ત્હારા પ્રેમનો ભોગી કીંકરદાસનાં અંતીમ વંદન

## કાવ્ય અગનાશીમું

( રાગ–ધરમી લોકોનાં રોળાં ઉતર્યાં )

વીરા દર્શન કરવાને વહેલા આવજો,
આબુ ગીરીમાં ઇંદ્રપુરી દેખાય રે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૧

અજબ ! જ્યોતી જાગી છે ગુરૂ રાજમાં,
ચાંદલીઓ ત્યાં પુર્ણપણે ચળકાયરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૨

જગ, જગનાં, માનવ ઈહાં આવતાં,
ડંકો વાગ્યો દેશ મહીં કહેવાયરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૩

ધન્ય, ધન્ય, ભારત ત્હારા આંગણે,
મરૂભૂમીનાં પુન્ય અતી કહેવાયરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૪

સોળ વરસે સંયમ એણે આદર્યું,
દુનીઆદારી છોડી દીધી એણીવારરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૫

નયન નીરખી નરનાર અતી મ્હાલતાં,
અમૃત કેરો કૂપ ફાટ્યો છે આજરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૬

આગમ જ્ઞાની ગુરૂરાજ સહુ વંદતા,
આનંદ, આનંદ, અંતરમાં ઉભરાયરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૭

ગુરૂ સંયમધરતા સૂર્ય સમા દીસતા,
બાલ મહીં શશી તેજ તણો નહિં પારરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૮

ગુરૂવર છે સાચી વિભૂતી વીશ્વની,
જનમ્યા છે એ વીશ્વ જગાવણ હારરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૯

ધન્ય, ધન્ય, દેવી મરૂધર દેશની,
દિવ્ય વિભૂતી ભેટ ધરી જગમાંયરે;
શાંતિ સૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૧૦

આબુ શીખરે આસન જમાવ્યું પહાડમાં,
ચોથો આરો વર્ત્યો છે દેખાયરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૧૧

કહે કીંકરદાસ સહુ સૂણજો,
ઉતરીયો એ ઈશ્વરનો અવતારરે;
શાંતિસૂરીનાં દર્શન કરવાને વહેલા આવજો. ૧૨

## કાવ્ય એંસીમું

(રાગ-સૂરીસમ્રાટ પદ મહા જાણજોરે)

ત્હારી ભક્તિ જાગી છે બધા વીશ્વમાંરે,
પ્રભો શાંતિ સૂરી ગુરૂરાજ. ત્હારી

સૂતાં માનવ જાગ્યાં છે હવે નીંદથીરે,
ત્હારી માયા અજબ ! ગુરુરાજ. ત્હારી

જગે જગમાં સંદેશ ત્હારો પહોંચીયોરે,
ત્હારા દર્શનથી ખૂબ હરખાય. ત્હારી

તાન મચવ્યું ત્હેં આબુગીરી રાજમાંરે,
ૐ મુનીનો યશ કહેવાય. ત્હારી

રાજ મહેલોમાં સૂર ત્હારા ગાજતારે,
રાજવીઓ નમે ગુરુરાય. ત્હારી

એક સમયે આવેલ કદી નવ ભૂલેરે,
ત્હારી અદભૂત જ્યોતી ઝવાય. ત્હારી

ત્હારાં નયનો ચળકે છે દિવ્ય તેજથીરે,
નેત્ર નીરખી આનંદ મુગ્ધ થાય. ત્હારી

વીશ્વ પ્રેમ, સાગર છલા છલ ભર્યોરે,
સ્નાન કરવાથી પાપ નાશ થાય. ત્હારી

ભીલમેણા માનવ ઘણા કારમારે,
એને વાણીથી બોધ અપાય. ત્હારી

ત્હારા મુખથી અમૃત રસ વહી રહ્યોરે,
નામ ત્હારૂં આ વીશ્વમાં પૂજાય. ત્હારી

નથી જાતીનો ભેદ ત્હારા અંતરેરે,
રાય રંક સહુ એક સરખાય. ત્હારી

લાગી લગની કીંકર ત્હારા બાળનેરે,
મસ્ત જીવનમાં સર્વે લખાય. ત્હારી

## કાવ્ય એકાસીમું

(રાગ–અહા કેવું ભાગ્ય ફળીયું વીરનાં ચરણો મળ્યાં)

અહા કેવાં પુન્ય જાગ્યાં, શાંતિનાં ચરણો મળ્યાં;
આ દેહનાં સદ્દભાગ્ય જાગ્યાં, શાંતિનાં ચરણો મળ્યાં.
અહા–૧

આશા હતી જે જીવનમાં, તેવા ગુરૂવરશ્રી મળ્યા;
આત્મ ધ્યાની મસ્ત સાચા, શાંતિનાં ચરણો મળ્યાં.
અહા–૨

જગતના ચારે ખૂણે, સંદેશ એ પહોંચી વળ્યો;
સત્ય જળ ઉભરાવનારાં, શાંતિનાં ચરણો મળ્યાં.
અહા–૩

જે કાળની ધૂની અજબ, જ્યાં રાતદીન જલતી રહે;
આ વીશ્વના સાચા સુકાની. શાંતિનાં ચરણો મળ્યાં.

અહા—૪

સંતો તણી સાચી કૃપા. નર ભાગ્યવંતા મેળવે;
એ કૃપાના દેનાર જ્ઞાની. શાંતિનાં ચરણો મળ્યાં.

અહા—૫

જે આત્મને દીપીત કરી. નીજ મસ્તીમાં જાગ્રતરહે;
એ આત્મના સાચા પૂજારી. શાંતિનાં ચરણો મળ્યાં.

અહા—૬

માતા પિતા સર્વે મળે, ગુરૂતત્વ કદીએ નવ મળે;
એ તત્વના ભંડાર સાચા, શાંતનાં ચરણો મળ્યાં.

અહા—૭

સંસારના સુખને તજી, નિઃસ્વાર્થમય ભક્તિ કરો;
એ ભક્તિ રસ પીવડાવનારાં, શાંતિનાં ચરણો મળ્યાં.

અહા—૮

દીન બાળ કીંકરદાસ કહે, ભકતો તણા બંધને હરે;
દિવ્ય પંથે પ્રેરનારાં, શાંતિનાં ચરણો મળ્યાં.

અહા—૯

# કાવ્ય બાસીમું

## પ્રભાતમાં ગાવાનાં ગીતો

( રાગ ભુજંગી છંદ )

ગુરૂ બ્રહ્મજ્ઞાની ગુરૂદેવ માનો,
ગુરૂ વિશ્વ વ્યાપી પ્રભુ રૂપ જાણો;
ગુરૂ ગુણ ગાવો ગુરૂ ગુણ ધ્વાવો,
ગુરૂને સદા ચિત્તમાં સર્વ લાવો. ૧

ગુરૂ મોક્ષ માનો ગુરૂ સર્વ જાણો,
ગુરૂવરતણી સ્હાય સાચી પિછાણો;
ગુરૂભક્તિ નિત્યે હૃદયમાંહી ધ્યાવો,
ગુરૂને સદા ચિત્તમાં સર્વ લાવો. ૨

ગુરૂના ગુણોનો કદી પાર નાવે,
વિચારેલ સઘળું સદા વ્યર્થ જાવે;
ગુરૂ મંત્રની ધૂન નિત્યે ધખાવો,
ગુરૂને સદા ચિત્તમાં સર્વ લાવો. ૩

ગુરૂને સમજવા અતી દોહીલા છે,
ગુરૂના ગુણોની અનેરી લીલા છે;

ગુરૂ આગમીને સદા ઉર ધ્યાવો,
ગુરૂને સદા ચિત્તમાં સર્વ લાવો. ૪

ગુરૂની કૃપા વિના નથી કાંઈ થાતું,
ગુરૂની કૃપામાં બધું આવી જાતું;
કહે દાસ શીંકર ધુની એ મચાવો,
ગુરૂને સદા ચિત્તમાં સર્વ લાવો. ૫

## કાવ્ય તાસીરું

### પ્રભાતીયું

(રાગ-ભાર નરવાની)

જ્યાં લગે આતમા સત્ય સમજે નહિ,
ત્યાં લગે સદ્‌ગુરૂ કીમ પીછાણે. જ્યાં

રાત દીન પાપની રમતમાં રાચીયો,
સદ્‌ગુરૂ પંથ એ કેમ જાણે;
સદ્‌ગુરૂ સમજવા સહેલના જાણશો,
ભાગ્યશાળી ભીરૂ એહ જાણે. જ્યાં

રાગ દ્વેષે રડયો મોહ વૈરી નડયો,
કામ ક્રોધે મળી કેર કીધો;

દયા રૂપ દેવને ધ્યાનમાં નવ લીધો,
　　　　દિવ્ય પ્રભુ પંથ એ કેમ જાણે. 　　જયાં
નારી રૂપ નાગણી દેખીને વશ થયો,
　　　　ફુલ મહીં ભ્રમરે જેમ વાસ કીધો;
રંગમાં રાચીને ખ્યાલ કંઇ નવ કીધો,
　　　　ભક્તિનો માર્ગ એ કેમ જાણે. 　　જયાં
જગત વ્યવહારમાં જડ બન્યા મૂર્ખજન,
　　　　જીવનની જયોતને નવ પીછાણી;
દાસ કીંકર પ્રભો ! શાંતિને વીનવે,
　　　　કીમ કરી જીવનને પાર પામે. 　　જયાં



## કાવ્ય ચોરાસીમું

### પ્રભાતીયું

રાગ–વાજાં વાગીયાંરે વાજાં વાગીયાં

વાજાં વાગ્યાં સોહમ વાજાં વાગીયાં,
એતો વાગ્યાં મરૂ ઘરમાંય. 　સોહમ વાજાં વાગીયાં.
એનો નાદ થયો બધા વિશ્વમાં,
વાગ્યાં શાંતિગુરૂ દરબાર, સોહમ વાજાં વાગીયાં.

પ્રભો ! શાંતિસૂરીશ્વર ભેટીયા.
ભેટ્યા જ્ઞાની મહા ગુરૂરાજ, સોહમ વાજાં વાગીયાં.

આમે થાળ ભરી પ્રેમ પુષ્પનો.
હરખે વધાવ્યા ગુરૂરાજ, સોહમ વાજાં વાગીયાં.

સહુ ભક્તો અહીં ભેગા થયા.
કંઈ આનંદ ઉરમાં ન માય, સોહમ વાજાં વાગીયાં.

ગુરૂ સાચો અનુપમ દીવડો.
આખું વિશ્વ જગાવણહાર, સોહમ વાજાં વાગીયાં.

જાણે ચંદ્ર અતી ગુણી ઉતર્યા.
ધન્ય. ધન્ય. આહીર. અવતાર, સોહમ વાજાં. વાગીયાં.

યોગી અવધૂત સાધી સાધના.
સાધી તારે ઘણાં નરનાર, સોહમ વાજાં વાગીયા.

એતો નિશદીન ઘટમાં જાગ્રત રહે,
અર્હમ્ પદનો છે સાર, સોહમ વાજાં વાગીયાં.

દિવ્ય જ્યોત નયન ઝળકી રહ્યાં,
શીવ સુંદરીના વરનાર, સોહમ વાજાં વાગીયાં.

સુણી કીંકરદાસ નમન કરે,
ગુરૂ ભવ ભયના હરનાર, સોહમ વાજાં વાગીયાં.

# કાવ્ય પંચાસીમું

## પ્રભાતીયું

(રાગ-ઉપરનો)

નિત્ય ઉઠી સ્મરો ગુરૂરાજ, સરે સહુકાજ,
ગુરૂગુણ દોહીલા.
ગુરૂરાજ મળે મહા પુન્યથી,
એતો પામે ભવિક નરનાર, ગુરૂગુણ દોહીલા.
ગુરૂદેવ ગુરૂ દીપ જાણજો,
ગુરૂ વિશ્વના તારણહાર, ગુરૂગુણ દોહીલા.
ગુરૂજ્ઞાની પ્રભુ રૂપ દીસતા,
ગુરૂ ઇશ્વરનો અવતાર, ગુરૂગુણ દોહીલા.
પ્રહ ઉઠી ભજો ગુરૂરાજને,
ગુરૂ બ્રહ્મ જગાવણ હાર, ગુરૂગુણ દોહીલા.
ધન્ય, ધન્ય, ભવિકજન પામશે,
એનો થાશે સફળ અવતાર, ગુરૂગુણ દોહીલા.
મન મંદિરમાં ગુરૂ સ્થાપીને,
જપોજાપ, તજો સંતાપ, ગુરૂગુણ દોહીલા.

મનુ જન્મ માગ્યો મહા પુન્યથી.
નર ભવ માળીયો અનીશાર. ગુરૂગુણ ગાઈલા.
નિત્ય ધ્યાન કરો ગુરૂદેવનું.
ગુરૂરાજ નમો ગીરતાજ. ગુરૂગુણ ગાઈલા.
ગુરૂ તત્વ મહી સહુ આવીયું.
ગુરૂ ભવ ભયના હરનાર, ગુરૂગુણ ગાઈલા.
સહુ છોડ થશી ગુરૂવર ભજે.
કહે કીંકર મુનમન પ્રાણ. ગુરૂગુણ ગાઈલા.

## કાવ્ય છાસીમું

### પ્રભાતીયું

રાગ વસંતતિલકા વૃત)

નિત્યે ઉઠી પ્રહ વિષે ગુરૂદેવ ધ્યાવો,
ગુરૂવર પ્રભો વિણુ બીજા ઉરમાં ન લાવો;
ઉઠતાં પ્રભાત સમરે મન શુધ્ધ થાવે,
ભજતાં થકાં ભવ તણાં દુઃખ દૂર જાવે. ૧.

જય જય ગુરૂ જય ગુરૂવર ધૂનધ્યાવો,
આનંદ મંગળ તણાં સુર ઉભરાવો;

એના વિના જીવનનો નહિ પાર આવે,
ભજતાં થકાં ભવ તણાં દુઃખ દૂર જાવે. ૨

આહા ! ગુરૂવર તણા સહુ ગુણ ગાવો,
પળપળ વિષે સદ્દગુરૂવર નીત્ય ધ્યાવો;
મહા પુન્યવાન પ્રાણી ગુરૂ ગુણ ગાવે,
ભજતાં થકાં ભવતણાં દુઃખ દૂર જાવે. ૩

ગુરૂદેવતા ગુરૂપ્રભો ગુરૂ દિવ્ય જ્ઞાની,
ગુરૂદેવ પાય પડજો સહુ શીર નામી;
શરણું પ્રભો ગુરૂ તણું ડૂબતા બચાવે,
ભજતાં થકાં ભવતણાં દુઃખ દૂર જાવે. ૪

ચૈતન્ય સિંધુ ધ્રુવવો ગુરૂ ધૂન ધ્યાવો,
ઘટ મેલ સાફ કરીને ઉરમાં ગજાવો;
જળમાં અને સ્થળ વિષે ગુરૂ રૂપ આવે,
ભજતાં થકાં ભવતણાં દુઃખ દૂર જાવે. ૫

ગુરૂતત્વ દીપ ઝળકયો મુજ આત્મ માંહે,
એના વિના જીવનમાં નવ સહાય કયાંએ;
શાંતિ પ્રભો ! ચરણ કીંકર ગુણ ગાવે,
ભજતાં થકાં ભવતણાં દુઃખ દૂર જાવે. ૬

# કાવ્ય સત્યાસીમું

## પ્રભાતીયું

(રાગ મારે નરસાની)

પ્રહ ઉઠી નિત્ય સદ્‌ગુરૂ પ્રભો સમરીએ,
ભવતણાં દુઃખ સહુ નાશ થાવે.
સદ્‌ગુરૂ સદ્‌ગુરૂ સદ્‌ગુરૂ સત્ય છે,
એ વિના કોઈ નહિ પારપાવે. પ્રહઉઠી
સદ્‌ગુરૂ માત છે સદ્‌ગુરૂ તાત છે,
નિત્ય ભજતાં થકાં શુધ્ધ થાવે;
સદ્‌ગુરૂ વિણ નહિ જીવનતારક પ્રભો,
ગુરૂ કૃપા હોય તો મોક્ષ પાવે. પ્રહઉઠી
સદ્‌ગુરૂ બ્રહ્મ છે સદ્‌ગુરૂ ધર્મ છે,
સદ્‌ગુરૂ વિણ નહિ પાર પાવે;
રટન ગુરૂદેવનું સ્મરણ ગુરૂદેવનું,
એહ નરનું જીવન શુધ્ધ થાવે. પ્રહઉઠી
સદ્‌ગુરૂવરમાંહી વિશ્વ આવી ગયું,
સદ્‌ગુરૂદેવ વિણ સર્વ જુઠું;

સ્હાય સાચી સદા સદ્‌ગુરૂવર તણી
સદ્‌ગુરૂ ધ્યાવતાં પાર આવે. પ્રહઉઠી
જાપ પળપળ જપે, તાપ નિત્યે તપે,
મુખથકી ઇષ્ટનું તાન મચવે;
હૃદયનો મેલ ધોવાય નહિ ત્યાં સુધી,
સદ્‌ગુરૂ પંથને કેમ પાવે. પ્રહઉઠી
મસ્ત થઇ વન વિષે ધૂન ધખવે સદા,
નદીતટે જઇ અરે સ્નાન કરતા;
રામના નામનું ગાન નિત્યે કરે,
હૃદય શુદ્ધિ વિના કંઇ ન થાવે. પ્રહઉઠી
હૃદય શુધ્ધિ કરો મોહ માયા હરો,
જગત જંજાળ સહુ પરીહરો તો;
તાન એનું સદા ધ્યાન એનું સદા,
શુદ્ધ મનથી ભજે પાર આવે. પ્રહઉઠી
સદ્‌ગુરૂ સદ્‌ગુરૂ સ્મરણ નિત્યે કરો,
કરગરો નાથ ચરણે પડીને;
દાસકીંકરપ્રભો ! શાંતિને વીનવે
શુદ્ધ મનથી ભજે પાર આવે. પ્રહઉઠી

# કાવ્ય અઠયાસીમું

## પ્રભાતીયું

(ભુજંગી છંદ)

ગુરૂરાજ સાચા મળ્યા દીન સ્વામી,
પડું પાય હું ચર્ણમાં શીર નામી;
મળ્યા પુન્યના યોગથી ઇષ્ટ જેવા.
દીઠા આજ શાંતિ સૂરીરાજ એવા. ૧
મૂક્યું શીર મારૂં ગુરૂરાજ ચર્ણે.
સ્વીકાર્યા જીવનના પ્રભો એહને મેં;
ગુરૂ આત્મ ધ્યાની રહે મસ્ત જેવા,
દીઠા આજ શાંતિ સૂરીરાજ એવા. ૨
રૂપીવર મુનિવર થયા પૂર્વમાં જે,
પૂજાયા પ્રભો રૂપ થઇ વિશ્વમાં તે;
દીસે એહ સર્વે તણા રૂપ જેવા,
દીઠા આજ શાંતિ સૂરીરાજ એવા. ૩
ભયાનક ગીરીવન વિષે એ ફરે છે,
નિરંતર ધૂની ધ્યાનની આગ હુળે છે;

નિહાળો સદા ધ્યાની અવધૂત જેવા,
દીઠા આજ શાંતિ સૂરીરાજ એવા. ૪

તજી મૃત્યુ ભય એ સદા મોજ માને,
નિરાશા કદાપી નહિ ઉર આણે;
થયા મોક્ષ ગામી જીવો એહ જેવા,
દીઠા આજ શાંતિ સૂરી રાજ એવા. ૫

ઘૂમે પહાડ આબુ ગીરીવર ગજાવે,
નિરંતર ધૂના ૐની એ ધખાવે;
બન્યા સાધકો પૂર્વમાં એહ જેવા,
દીઠા આજ શાંતિ સૂરીરાજ એવા. ૬

અતી ગુણ એના લખે અંત નાવે,
પુરા પંડીતો પણ નહિ પાર પાવે;
પ્રભો દિવ્ય જ્ઞાની ગુરૂ બ્રહ્મ જેવા,

દીઠા આજ શાંતિ સૂરીરાજ એવા. ૭
સદા વિશ્વ કલ્યાણના ભાવ ભાવે,
કદાપી નહિ ઉરમાં ભેદ લાવે;
મળ્યા મસ્ત આનંદઘન રૂપ જેવા,
દીઠા આજ શાંતિ સૂરીરાજ એવા. ૮

અભયદાન આપી પશુને ઉગારે,
દયા ધર્મના મંત્રથી જીવ તારે;
મુનિ રાજવીઓ કરે ચર્ણ સેવા,
દીઠા આજ શાંતિસુરી રાજ એવા. ૯

કહે દાસ શંકર પુરાં ભાગ્ય જેનાં,
હશે તેહ નર પામશે ગુરુ એના;
કરો દિવ્ય દર્શન પ્રભુ રૂપ જેવા,
દીઠા આજ શાંતિ સુરીરાજ એવા. ૧૦

## કાવ્ય નેવાસીમું

### પ્રભાતીયું

(રાગ ઉપરનો)

કૃપાનાથ! સાચા મળ્યા મોક્ષ ગામી,
કરૂં હું સ્તુતી એહની શીર નામી;
મહા પુન્ય યોગે મળે એહ જાણો,
ગુરૂરાજ જ્ઞાની પ્રભુ રૂપ માનો. ૧

ગુરૂરાજ મળવા નથી સ્હેલ ભાઇ,
ભમે ભૂત થઇને નદાપી ન કાંઇ;

નિરંતર ગુરૂ ભક્તિનો યોગ આણો,
ગુરૂરાજ જ્ઞાની પ્રભુ રૂપ માનો. ૨

ગુરૂ વિણુ મળે નહિ પ્રભુ પંથ ભાઇ,
ગુરૂ વિણુ મળે નહિ પ્રભુની સગાઇ;
ગુરૂ જ્ઞાની ધ્યાની ગુરૂ સત્ય જાણો,
ગુરૂરાજ જ્ઞાની પ્રભુ રૂપ માનો. ૩

સદા ચિત્ત રાખો ગુરૂદેવ માંહી,
નથી એ વિના વિશ્વમાં ભાઇ કાંઇ;
ગુરૂવર તણી સ્હાય સાચી પીછાણો,
ગુરૂરાજ જ્ઞાની પ્રભુરૂપ માનો. ૪

સદા ગાન એનું સદા તાન એનું,
સદા પાન એનું સદા ધ્યાન એનું;
કરો નિત્ય ભક્તિ હૃદય ટેક આણો,
ગુરૂરાજ જ્ઞાની પ્રભુ રૂપ માનો. ૫

શરણુ એહ સાચું વિના સર્વ કાચું,
પ્રભો નિત્ય અંતર વિષે ભક્તિ રાચું;
કહે દાસ કીંકર સદા ઉર આણો,
ગુરૂરાજ જ્ઞાની પ્રભુરૂપ માનો. ૬

# આત્મચિંતન પદો.

વસંત તિલકાવૃત્ત

ઓ ! વિશ્વનાથઅભ્યુદય આપ લાવો.
ઓ ! સૃષ્ટિના સૃજનકારો કંઇ બચાવો.
ઓ ! વિશ્વના રૂષીવરો કંઇ આપધ્યાવો.
યોગેશ્વરો મુનીવરો પથે ચઢાવો.

# પદ પહેલું

## સ્તુતી

### જય ત્રિભુવન સ્વામી.

અજર, અમર, અવીનાશી, શીવપુરના ગામી. જય. ૧
આપ અખંડ અરૂપી, અક્ષય સુખ પામી;
ચર્ણપડું શીરનામી, દીનપાળકસ્વામી. જય. ૨
ભીન્નરૂપે ભજવાતા, ઘટઘટમાં સ્વામી;
આખર એક સ્વરૂપ છો, અકળકળા ગામી. જય ૩
આપ વિના જગમાંહે, શરણ નહિ સ્વામી;
રોગ, શોગ, ભયનાશક, છો અંતર્યામી. જય ૪
ઓ ! જગત્રાતા દાતા, વિશ્વેશ્વર જ્ઞાની;
બાળક અર્જ સ્વીકારો, અંતરમાં આણી. જય. ૫
વિશ્વમહીં વસીયા છો, જગ વંદન સ્વામી;
શુદ્ધ મને ભજવાથી, તરશે સહુ પ્રાણી. જય. ૬
કીંકર કહે પ્રભુ વિણુ નહિ, જગ તારક સ્વામી;
શાંતિ ! પ્રભો દીલ વસીયા, છે આતમરામી. જય. ૭

# પદ બીજું

રાગ–વિજ્ઞાપના

ઓ પ્રભુ ! ઓ પ્રભુ ! શું કહું.
આપતો વિશ્વના નાથરે;
આપ વિણ કોઈ જગમાં નહિ,
દીન દુઃખી જનતણા સાથરે. ઓ પ્રભુ !–૧

આપતો મુક્તીમાં સંચર્યા,
મોક્ષમાં મહાલતા નાથરે;
વરી શીવ સુંદરી નારને,
રમણ કરતા કૃપાનાથરે. ઓ પ્રભુ !–૨

અજર અવીનાશી પદને વર્યું,
અમરપદ સાંપડ્યું નાથરે;
અભય દાતાર જ્ઞાની પ્રભો,
આપ વિણ કોઇ નહિ સાથરે. ઓ પ્રભુ !–૩

આપ તો વિશ્વતારક પ્રભો,
વિશ્વના છો પ્રભુ પ્રાણરે;
આપ વિણ કોઇ સાચો નહિ,
નીરંજન નાથ ભગવાનરે. ઓ પ્રભુ !–૪

જગત જંજાળમાં હું ફર્યો,
કીધા મેં બહુ પરીતાપરે;
રમત રમીયો પ્રભુ જુઠની,
કરી નિષ્ફળ બધી જાતરે. ઓ પ્રભુ !–૫

અંધ થઇ આથડયો જગ વિષે,
રોઝસમ ફર્યો સંસારરે;
ભમર પેરે ફર્યો ભવમહીં,
તોય આવ્યો નહિ પારરે. ઓ પ્રભુ !–૬

મોહ વિષ્ટા પીધી મેં મુખે,
કીધો નહિ મન વિષે ખ્યાલરે;
આપનાં વચન સર્વે ભૂલી,
બન્યો હું મૂર્ખ બેહાલરે. ઓ પ્રભુ !–૭

માત સુત પુત્રના કારણે,
ફર્યો હું દીવસને રાતરે;
બેલ થઈ ચક્કીમાંહે ફર્યો,
શું કહું માહરી વાતરે. ઓ પ્રભુ !–૮

કુડ કપટ જાણીને મેં કીધાં,
ઓળવ્યો પર તણો માલરે;

કંઈક વિશ્વાસી જનને ઠગ્યો,
શું થશે માહરા હાલરે. ઓ ! પ્રભુ–૯

અતી દુઃખ નિર્બળોને દીધાં,
રડાવ્યાં કંઈક નરનારરે;
સતાવ્યા કંઈ જનને અતી,
નથી મુજ જુલ્મનો પારરે. ઓ ! પ્રભુ–૧૦

કરી નિંદા અતી પર તણી,
નવ થયું હૃદયમાં ભાનરે;
નિજ તણા દોષ જોયા નહિ,
કીમ થશે આત્મકલ્યાણ રે. ઓ પ્રભુ !–૧૧

ગાઢ બંધન થકી પીડીયા,
પશુ પક્ષી અતી જાત રે;
દયાનો અંશ મેં નવ કીધો,
આપ જાણો સહુ વાત રે. ઓ પ્રભુ !–૧૨

વિષયની અંધ મસ્તી મહીં,
ઘોર કર્મો કર્યાં નાથ રે;
આપથી કંઈ ન છાનું પ્રભો,
ભ્રષ્ટ છે માહરી જાતરે. ઓ પ્રભુ !–૧૩

દોષ મારા પ્રભુ છે ઘણા,
વદે આવે નહિ પાર રે;
મહા પાપી અને ક્રૂર હું,
અધમમાં અધમ કરનાર રે. ઓ પ્રભુ !–૧૪

આગ સળગી અતી રોમમાં,
બળે છે કર્મ અંગાર રે;
ત્રાય પામ્યો હવે દેહથી,
શાંતિ કર શાંતિ દાતારરે. ઓ પ્રભુ !–૧૫

ડૂબ્યો સંસાર સાગર મહીં,
કોણ ઝાલે હવે હાથ રે;
વિષમ ભડકા બધે જળહળ્યા,
કૃપા કર ઓ ! કૃપાનાથ રે. ઓ પ્રભુ !–૧૬

કરીશ પર આત્મને શાંતતો,
શાંતિ મળશે તને સાચરે;
એહ પણ કંઇ કર્યું નહિ પ્રભો,
શું થશે માહરૂં નાથ રે. ઓ પ્રભુ !–૧૭

મુખ થકી કંઇ ન બોલી શકું,
લખું શું હસ્તથી નાથ રે;

દોષ અગણિત પ્રભુ માહરા,
માફ કર ઓ! દીનાનાથરે. ઓ પ્રભુ !–૧૮

અનંતા દોષનો ભાજન છું,
કર્મ કીધાં અતી ક્રૂર રે;
માહરૂં માહરૂં કરી જગ ફર્યો,
કાળનું આવીયું પુર રે. ઓ પ્રભુ !–૧૯

અનંતી વાર ફેરા ફર્યો,
ભમ્યો ભવચક્રમાં નાથ રે;
મળ્યો મહા પુન્યથી તું પ્રભો,
હવે છોડું નહિ સાથ રે. ઓ પ્રભુ !–૨૦

નથી આશ્રય હવે કોઇનો,
જગતમાં કોઇ નહિ સાથરે;
જીવન તારક પ્રભો વિશ્વના,
તુજ વિના સર્વ વિષવાદરે. ઓ પ્રભુ !–૨૧

જગત પાળક દયા કર વિભુ,
દયાના આપ ભંડારરે;
રહેમ કરજો નિરાધાર પર,
વિશ્વનો કરો ઉદ્ધાર રે. ઓ પ્રભુ !–૨૨

પ્રભુ ભકિત વિના કંઈ નથી,
જીવનનો એજ છે સાર રે;
ભકિત ભાતું ભરો ઘટમહીં,
જુઠી છે જગત જંજાળ રે. ઓ પ્રભુ !–૨૩

નજર કરતાં ન કંઈ દીસતો,
ફર્યો હું મૂર્ખ અંધાર રે;
જ્યોત જાગી નહિ આપની,
કીમ કરૂં જીવનને પારરે. ઓ પ્રભુ !–૨૪

આપ શરણે હવે આવીયો,
તાર કે માર કીરતારરે;
શરણુ છે એક ત્હારૂં હવે,
એ વિના કંઈ નથી સાર રે. ઓ પ્રભુ !–૨૫

વિશ્વતારક પ્રભો ! સાંભળો,
દીન તણા આપ દાતાર રે;
ત્રિભુવન નાથ સ્વામી તુમે,
સૃષ્ટીના છો સ્રજન હાર રે. ઓ પ્રભુ !–૨૬

શાંતિ, શાંતિ, પ્રભો ધ્યાવતો,
શાંતિ વિણુ નહિ આધાર રે;

મૂક્યું મસ્તક પ્રભો ચર્ણમાં,
હવે તુજ બાળને તાર રે. ઓ પ્રભુ !-૨૭
લળી લળી ચર્ણ માંહિ પડી,
કરે તુજ દાસ પોકાર રે;
કરગરી હાથ જોડું પ્રભો,
મુક્તિનો માર્ગ દેખાડ રે. ઓ પ્રભુ ! ૨૮

## પદ ત્રીજું.

(રાગ—ધન્ય ભાગ્ય અમારાં આજ પધાર્યા શાંતિના મહેમાન)

કૃપા કરી ઓ ! નાથ અમારા અંતરમાં વસજો.
સદા હું જાપ જપું ત્હારા, પ્રભો મુજ પ્રાણથકી પ્યારા;
ઘટ, ઘટની સહુ આપ પીછાણો અંતરમાં વસજો. કૃપા
મને આધાર પુરો ત્હારો, જુલ્મોથી નાથ સદા વારો;
નાથ નિરંજન ભવદુઃખ ભંજન અંતરમાં વસજો.કૃપા
નયનમાં નાથ તને ભાળું, દીસે નહિ કોઇ હવે ન્યારૂં;
પરમ કૃપાળુ, આપ દયાળુ, અંતરમાં વસજો. કૃપા.
પ્રભો હું દીન બાળક ત્હારો, દીસે નહિ કોઇ હવે આરો;
ત્રિભુવન નાયક નાથ અમારા અંતરમાં વસજો. કૃપા

વસ્યા છો વિશ્વમહીં સ્વામી, ધૂની તુમ ભકિત તણી ઝામી;
બાળક કીંકરદાસ તણા ઘટ મંદિરમાં વસજો. કૃપા

## પદ ચોથું.

(રાગ—મેં બનકી ચીડીયાં બનમે બનબન બોલુંરે)

ઓ ! નાથ તુમારો બાળ ગણીને તારોરે;
ભાનભૂલી ભટકાતો આપ ઉગારોરે. ઓ ! નાથ ૧

રડવડીયોમાનવસંસારે, જન્મમરણનાં દુઃખ બહુ ભારે;
તુમ બીનકોન ઉગારે મુજને તારોરે. ઓ ! નાથ-૨

ચોરાશી ચક્કરમાં ભમીયો,
માનવ ભવ બહુ દુલહો મળાયો;
અંધ બની આથડીયો મુજને તારોરે. ઓ ! નાથ-૩

ઘોર ઘટા નયનોમાં ભાસે, જીવન દુઃખોથી માનવ ત્રાસે;
તુમ બીન શાંતી ન થાશે મુજને તારોરે. ઓ ! નાથ ૪

બાળક આ નીરધાર તુમારો,
તુમ બીન નાથ દીસે નહિ આરો;
ડૂબતો આપ ઉગારો મુજને તારોરે. ઓ ! નાથ ૫

નાથ નિરંજન ઘટમાં ધ્યારો,
પ્રભુ બીન કોઈ નહિ આધારો,
શ્રી ડરદાસ કહે છે જન્મ સુધારોરે. ગો ! નાથ ૬

## પદ પાંચમું.

(રાગ બેર ઝુલે છે તરવાર)
નાથ આપ દેરે વસ્યા છો.

ત્રિભુવન તારણુ હાર, નાથ આપ દેરે વસ્યા છો.
નાથ કેરાં દર્શન ભવિક જન પાવે,
પુન્યવાન નરથી પમાય. નાથ

નાથ નામ ત્હારૂં અધિકગુણુ વાળું,
વિશ્વ માહી સઘળે ગવાય. નાથ

મુક્તિપુરીમાં નાથ આસન જમાવો,
વિશ્વ માહી જ્યોતી જણાય. નાથ

નાથ આપ ત્યાગી ને બાળ હું અભાગી,
કેમ કરી પારે પમાય. નાથ

વિશ્વ ગુણુ ગાવે આનંદ ઉભરાવે,
ધ્યાન ત્હારૂં સાચું કહેવાય. નાથ

કામ ક્રોધ ત્યાગ્યાં ને ભવદુઃખ ભાગ્યાં,
અષ્ટકર્મ તોડયાં કહેવાય. નાથ

નાથ આપ સાધીને શીવસુખ પામ્યા,
મોક્ષ સુખ વાધ્યું કહેવાય. નાથ

અજર, અમર પદ આપ ધરાવો,
નાથ નામ સઘળે પૂજાય. નાથ

મોહમાન ત્યાગે તો ભવ દુઃખ ભાગે,
જ્ઞાન કંઇક અંતરમાં થાય. નાથ

નાથ ગુણ ગાવો આનંદ ઉલટાવો,
પ્રેમ તણી છોળો વહાય. નાથ

જુઠું જગત બધું ચેતીને ચાલજો,
જુઠ મહીં સર્વે લૂંટાય. નાથ

જુઠ મહી મ્હાલોને જુઠ મહી ફાલો,
ભકિતના અંતર વહાય. નાથ

માયા ખાતર ભાઇ સઘળા રડે છે,
નાથ નામ કંઇએ ના થાય. નાથ

નાથ નામ ખાતર તું સાચો રડે તો,
નાથ તને અહીંઆં ભેટાય. નાથ

નાથ નામ સાચું એ વિણ બધું કાચું,
ભજવાથી ભવ દુઃખ જાય. નાથ

કીંકર બાળ નાથ ચરણોમાં વિનવે,
નાથ ત્હારી સાચી છે સહાય. નાથ

## પદ છઠ્ઠું

(રાગ-પહાડી)

પ્રભુજી માગું હું તે આપ;
ગુરુજી માગું હું તે આપ.
ના માગુ ધન માલ બજતનો. આપ તણા ગુણવાદ;

સેવા કરતાં નિત્ય તુમારી,
આવે નહિ સંતાપ. પ્રભુજી-૧

તુજ ભકિતમાં મસ્ત બનીને, સદા રહુ આલ્હાદ;
નિશ દીન ઘટમાં નામ તુમારૂં,
સદા જપું હું જાપ. પ્રભુજી-૨

દુઃખડાં સર્વે દુર કરીને, શાંતિ વધાવો નાથ;

તુજ ખાતર હું શીર સમપું,
હીંમત ધરું અમાપ. પ્રભુજી—૩

શબ્દ પડે આ રોમરોમમાં, ત્રિલોક કેરા નાથ;
સદા રહો મુજ મન મંદિરમાં,
મૂર્તિ ત્હારી સ્થાપ. પ્રભુજી—૪

નયન ઉઘાડું ચોદીશ ભાળું, આપ અખંડ સનાથ;
કીંકર કહે આ દીન બાળકના,
ભવના દુઃખને કાપ. પ્રભુજી—૫



## પદ સાતમું

(રાગ પહાડી)

પ્રભુજી દોષ કરો સહુ માફ;
ગુરુજી દોષ કરો સહુ માફ.

અંધારે અથડાયો જગમાં, માર્ગ ભૂલીને આપ;
અજ્ઞાની આશ્રીત છું ત્હારો,
કીધાં કર્મ અમાપ. પ્રભુજી—૧

ધર્મ ના જાણ્યો મર્મ ના જાણ્યો, જાણ્યો નહિ તુમ નાદ;

ભક્તિ સુધા પ્રગટી નહિ ઘટમાં,
　　　　　　　　ઓળે ગઇ સહુ જાત. પ્રભુજી—૨

માનવ ભવ મળીયો મહાપુન્યે, હૃદય થયું નહિ ભાન;
માયામાં સહુ ખેલ ગુમાયા,
　　　　　　　　કરું હવે ગુમરાણ. પ્રભુજી—૩

અનાથને નિરધાર તમારો, બાળ ઉગારો નાથ;
આપ વિના પ્રભુ જગ સહુ જુઠા,
　　　　　　　　મહેર કરો શીરતાજ. પ્રભુજી—૪

બાળક લાડ કરે પીતુ પાસે, તીમ કરું હું નાથ;
કરગરતો કીંકર તુમ વીનવે.
　　　　　　　　માગું હૃદયથી માફ. પ્રભુજી—૫

## પદ આઠમું

(રાગ પહાડી)

મુસાફીર અબ તું હો તૈયાર;
અબ તું હો તૈયાર. મુસાફીર—૧

દુનીઆદારીમેં ખોત ફીરાપણ, કીયા નહિ કુચ કામ;
આત્મ પીછાણ્યા નહિ તેં તેરા,

શોધ્યા નહિ વિશ્રામ. મુસાફીર–૨

એક દીન આના, એક દીન જાના, જગકા ખોટા પ્યાર;
દેશ મુસાફીર અપના ન્યારા,
જુઠા સબ સંસાર. મુસાફીર–૩

આજ ચલે, કોઇ કાલ ચલેગા, જાના હે નીરધાર;
આખર સબકો એક ઠીકાના,
પ્રભુ ભજ વારંવાર. મુસાફીર–૪

કાયા જુઠી, માયા જુઠી, જુઠા સબ પરીવાર;
પ્રભુ ભકિત વિણ કોઇ નહિ તેરા,
એહી જીવનકા સાર. મુસાફીર–૫

ભજન કરી લે જગદીશ કેરૂં, એ બીન નહિ આધાર;
કરગરતો કીંકર વિનવે છે,
જાવું જરૂર એક વાર. મુસાફીર–૬

## પદ નવમું

(રાગ પહાડી)

પ્રભુજી બેડલી મારી તાર;
તુજ વિણ નહિ આધાર. પ્રભુજી–૧

ભવસિંધુમાં ભમીયો બહુધા, ફર્યો અનંતી વાર;
ત્રિભુવન નાયક શીવ સુખદાયક,
સાચો તું આધાર. પ્રભુજી–૨

શરણ એક છે સાચું તારૂં, જ્ઞાની પરમ કૃપાળ;
દીન દુઃખ ભંજન પાપ નિકંદન,
મુજ હૈયાના હાર. પ્રભુજી–૩

આંગણે આવી અર્જ પૂકારૂં સુણો સુણો ઓ નાથ;
તાન તમારૂં ધ્યાન તમારૂં,
વિશ્વેશ્વર કીરતાર. પ્રભુજી–૪

નાથ નિરંજન ઘટમાં પ્યારો, સ્મરણ કરૂં વારવાર;
તુજ વિણ જગમાં કોઈ નહિ મારૂં.
દીન બંધુ દાતાર. પ્રભુજી–૫

આપ અરૂપી, બ્રહ્મ સ્વરૂપી, જ્યોત જગાવણહાર;
કીંકર કહે આ દીન બાળકનાં,
ભવભયનાં દુઃખવાર. પ્રભુજી–૬

## પદ દશમું

( વૈષ્નવ જન તો તેને કહીએ —રાગ )

મોત કિનારે હસતાં જાવું,
એહ વીરોની વાણી રે;
શૂરા હોય તે હસતાં ભેટે,
પ્રભુપદ ઉરમાં આણી રે. મોત–૧

મૃત્યુ નવ છોડે જગમાંહી,
મૃત્યુ ચોદીશ ફરતું રે;
પ્રભુ ભક્તિ વિણ કોઇ નરોતું,
જન્મમરણ નહિ ટળતું રે. મોત–૨.

રાય ન છોડે, રંક ન છોડે,
મદ માનવનો તોડે રે;
અમર નથી રહેવાતું જગમાં,
મૃત્યુ રણમા રોળે રે. મોત–૩

જગ બંધનને ઉર નવ લાવે,
હરદમ ગુરૂગુણ ગાવે રે;
પળ પળ એની ધૂન ધખાવે,
એ નર હસતાં જાવે રે. મોત–૪

મરણ તણો ભય નાશ કરીને,
મસ્ત જીવનમાં મ્હાલે રે;
એહ વીરાગ્ય નીજનું સાધી,
રોગ શોગ ભય ટાળે રે. મોત-૫

બાહ્યાતમ સાહ્ જુઠ પીછાણો,
અંતર જ્યોત જગાવો રે;
પ્રભુ મૂર્તિને ઉરમાં સ્થાપી,
ઘટમાં ઘંટ વગાડો રે. મોત-૬

શીંકર કહે એ સત્ય વચન છે,
એક દીન સહુને જાવું રે;
નાથનિરંજન ભવદુઃખભંજન,
નિત્ય હૃદયમાં ધ્યાવું રે. મોત-૭

## પદ અગીઆરમું

(રાગ વૈષ્નવ જન તો તેને કહીયે)

જગમાં નામ હરીનું સાચું,
એ વિણ સર્વ કાચું રે;

હરી નામવિણ સબ જગ જુઠા,
હરદમ ઘટમાં યાચું રે.–જગમાં–૧

પરમાતમ પદ એક જગતમાં.
ભિન્નરૂપે ભજવાતું રે;
ઘટ મંદિરમાં વીધવીધ રીતીએ,
નિશદિન સ્મરણ કરાતું રે. જગમા–૨

અજર અવીનાશી પદ પ્રભુનું,
નામ અમર પૂજવાતું રે;
વિશ્વમહીં સાચો જગદીશ્વર,
આખર એક કહાતું રે. જગમાં–૩

રામ ભજે રહેમાન ભજે,
કોઇ કૃષ્ણ તણા ગુણ ગાતું રે;
વીર ભજે, વેદાંત ભજે,
કોઇ અંતરમાં હરખાતું રે. જગમાં–૪

ઘટમંદિર જો સાફ બને તો,
ભિન્ન નથી દેખાતું રે;
પરમાતમ પદ પ્રાપ્ત કરે તો,
સઘળું એક જણાતું રે. જગમાં–૫

આત્મ પીછાણું એહ વીરાનું,
અંતર નિર્મળ થાતું રે;
ભેદ નહિ ભાસે એ જગમાં,
એકરૂપે સમજાતું રે. જગમાં-૬
શ્રીહર કહે પ્રભુ એક જગતમાં.
નિત્ય હૃદયમાં યાચું રે;
ભજન કરીલો શુદ્ધ હૃદયથી,
એજ જીવનમાં સાચું રે. જગમાં-૭



## પદ બારમું.

( રાગ—જાગો જાગો કે મેરે સાધુ રહો ગુરૂકા સંગ )

ભજલો, ભજલો, ઓ ! જગના પ્રાણી;
ભજો સદા કીરતાર.
એહ વિના બાઈ કોઈ નહિ જગમાં,
સાચો પરમ દયાળ;
ત્રિભુવન નાયક શીવ સુખદાયક,

પ્રભુ ભજ વારંવાર. ભજલો ૧

અનેક ભવના પુન્યે પાયો,

માનવ ભવ અતી સાર,

ફેરફેર એ મળવો દુલહો,

પ્રભુ ભજ વારંવાર. ભજલો ૨

જગ સહુ જુઠા મતલબ કેરા,

મતલબ કા સંસાર:

પ્રભુ ભક્તિ વિણ કોઇ નહિ તેરા,

પ્રભુ ભજ વારંવાર. ભજલો ૩

પુત્ર મિત્રસહુ પંખી મેળો ઉડી જશે એક વાર;

નાથ નિરંજન ભવ દુઃખ ભંજન,

સાચો તારણ હાર. ભજલો ૪

એક દીન હંસ જશે ઘટમાંથી,

રડતો રહે પરીવાર;

કીંકર કહે અણધાર્યા જાવું,

માલીકના દરબાર. ભજલો ૫

# પદ તેરમું.

( રાગ—નથી જગતમાં નાથ સંબંધી વિના ત્રિભુવનનાથ )

ફોગટ ફાંફાં માર મૂરખડા નથી જગતમાં સાર,
ભજીલે અરે કીરતાર પ્રભુ વિણુ કોઈ નવ તારણહાર;
મૂરખડા નથી જગતમાં સાર. ૧

કુટુંબ કબીલો કોઈ નહિ ત્હારૂં, નારી અને પરીવાર,
સ્વાર્થ સબંધે મળીયાં સર્વે, પ્રભુ ભજ વારંવાર;
મૂરખડા નથી જગતમાં સાર. ૨

કાયા જુઠી, માયા જુઠી, જુઠો જગ વ્યવહાર,
દુનીઆ દારી સબ હૈ જુઠી, જુઠા સબ સંસાર;
મૂરખડા નથી જગતમાં સાર. ૩

માયામાં ત્હું ખેલ ગુમાયો, ફર્યો અનંતી વાર,
શરણુ એક જગદીશનું સાચું, એ વિણુ નહિ આધાર;
મૂરખડા નથી જગતમાં સાર. ૪

ભમતાં, ભમતાં, પુન્યે મળીયો, માનવ ભવ અતી સાર,
ભજન કરી લે જગદીશ કેરૂં, એ વિણુ નહિ તરનાર;
મૂરખડા નથી જગતમાં સાર. ૫

ત્રિભુવન નાયક શીવ સુખદાયક, સાચો છે કીરતાર,

ભવભય ભંજન પાપ નિકંદન, ભજતું વારંવાર;
મૂરખડા નથી જગતમાં સાર. ૬
કીંકર કહે ભવસાગર તરવા, સ્મરણ કરો વારવાર,
એહ વિના ભાઈ કોઈ નહિ જગમાં, દીન બંધુ દાતાર;
મૂરખડા નથી જગતમાં સાર. ૭



## પદ ચૌદમું

( રાગ–આશાવરી )

રાખો અમારી લાજ,
પ્રભુજી રાખો અમારી લાજ.—ગુરૂ
ભ્રમણ કર્યું મે સબ દુનીઆમે, કોઇ ન મળીયો સાથ;
સબ દેવોકું દેખ લીયા પણ, મીલો ન કોઇ સનાથ.
પ્રભુજી ૧
માતા ભમીયો, મહાદેવ ભમીયો, ભમીયો સહુ સંસાર;
ગોમતી તીરે સ્નાન કર્યાં પણ, મીલો ન તારણહાર.
પ્રભુજી ૨
ટેક ફળે છે ટેકે મળે છે, નિશ્ચય બળ હો અપાર;

ગીર જાતે શ્રદ્ધા નહિ જાવે, કંપની ન તૂટનાર.

પ્રભુજી ૩

અગ ટોપો હું આપ નિવારો, મંદિર કરો ગીરતાજ;
ભુલ ચુક સઘળી માફ કરીને, ઉરમાં આણો દાઝ.

પ્રભુજી ૪

દીન બાળક આ નાથ તમારો, કરગરતો વારવાર;
પાય પડીને કીંકર વિનવે, તારો અમારૂં આજ.

પ્રભુજી ૫

## પદ પંદરમું.

( રાગ આશાવરી )

છોડ વિષયની જાળ;
મુસાફીર છોડ વિષયની જાળ.

વિષય જાળ ભારે અતી બુરી છે, કદી ચઢાવે આળ;
કદી બનાવે કુત્તા જેવો, કદી બને વિકરાળ. મુ.

કંચન કામીનાં અવધિ દુઃખો, નર્ક તણી એ ખાણ;

ઝેરી કીડાનો ચેપ થશે તો, અતી કરીશ બૂમરાણ. મુ
વિષય વાસના ઝેર સમી છે, ઝેરતણો કર ખ્યાલ;
પીતા પહેલાં ચેત મુસાફીર, પછી બનીશ બેહાલ. મુ
પત્ની વ્રત કોઇ ભાગ્યે પાળે, પતીવ્રતા રહેનાર;
કળીયુગના આ વિષમ સમયમાં, જુજ હશે નરનાર. મુ
કંચન કામીનીત્યાગ કરે તો, સદા રહે ગુલતાન;
કીંકર કહે એ વીર નર ત્યાગે, કરે પ્રભુનું ધ્યાન. મુ



# પદ સોળમું.

( રાગ—કાફી તાલ દીપચંદી )

કોઇ નહિ તારણહારા;
ગુરૂ વિણ કોઇ નહિ તારણહારા.
તન ધન જોબન સબહી જુઠા, જુઠા જગ કા સહારા;
નામ પ્રભુ જગદીશનું સાચું, એ વિણ જગ સબ ખારા.
કોઇ—૧
નર ભવ મળીયો પુન્ય પ્રતાપે, પુન્ય તણા ભરો ભારા;
જન્મ સફળ કરવાને માટે, ગુરૂભજલો વારવારા.
કોઇ—૨

એક દીન રડના એક દીન હસના, જુઠા જગ વ્યવહારા;
ભવ સિંધુથી પાર થવાને, ગુરૂ ભજ લે વારંવારા.
કોઇ—૩

સાર જગતમાં સદ્ગુરૂ શરણો, સદ્ગુરૂ પ્રીતમ પ્યારા;
સદ્ગુરૂ ચરની સાચી છાયા, ગુરૂ ભજ લે વારંવારા.
કોઇ—૪

ધ્યાન નીરંતર સદ્ગુરૂ ચરનું, એ વિણ નહિ નરનારા;
કીંકર કહે ઘટ સાફ બને તો, મળશે પ્રભુના સહારા.
કોઇ—૫



## પદ સત્તરમું

(રાગ—કાફી તાલ દીપચંદી)

કર્મનકી ગત ન્યારી;
ચેતનજી કર્મ નકી ગત ન્યારી.
શ્રીમંત થઇ સુખમાં બહુ રાચ્યો, પર પીડા નહિ જાણી;
મોહ મદિરા પી મકલાયો, કંઇક ડુબાવ્યાં પ્રાણી. કર્મ
ખાનપાન સુખ ભોગવતા નર, પગમાં બનતા ભીખારી;

કર્મ તણી ભાઈ અજબ લીલા છે, કર્મ તણી બલીહારી.
કર્મ

સુત વનિતા યૌવનમાં મ્હાલ્યો, અંતર ભાનને હારી;
દયા તણો ભાઈ ધર્મ ના જાણ્યો, પર ઉપકારવી સારી.
કર્મ

ધન વૈભવ નીરખી હરખાયો, ચઢી હૃદયમાં ખુમારી;
મોજ મજામાં ખેલ ગુમાયો, માયાને નવ મારી. કર્મ
કીંકરદાસ કહે અંતરથી, પ્રભુ ભજલો ભયહારી;
મસ્તફકિર ગુરુ શાંતિસૂરીને, નમન કરો વારવારી. કર્મ

## પદ અઢારમું

(રાગ-કાફી તાલ દીપચંદી)

કોઈ નહિ તારણહારા;
ગુરુ વિણ કોઈ નહિ તારણહારા. કોઈ
જગ સબ જુઠા મતલબ કેરા, મતલબકા સંસારા,
મતલબ ખાતર સબજન મીલતા, મતલબકા
પરીવારા. કોઈ—૧

પાપ પુન્ય દો સાથે આવે, અવર થવાનું ન્યારૂં.
કોઇ—૧

દીન દીન ઘટતો જાય સમજલે, આયુષ્ય પુર્ણ થનારૂં;
કાળ આવીને ઝડપી લેશે, કોઇ નહિ ઉગારનારૂં.
કોઇ—૨

દેહ ધરમશાળા માની લે, જેમ મુસાફીરખાનું;
ઝાડ ઉપર જેમ પક્ષી બેઠું, પળમાં ઉડી જનારૂં.
કોઇ—૩

એમ મુસાફીર અંતર સમજી, ભજ ભયને હરનારૂં;
કીંકરદાસ કહે કર જોડી, ગુરૂ બીન કોઇ નહિ મ્હારૂં.
કોઇ—૪

## પદ વીસમું

(રાગ—કાફી તાલ દીપચંદી)

જાવું જગ છોડીને;
એક દીન જાવું જગ છોડીને.
રાય રંક સજ્જન નર ચાલ્યા, ખાલી હાથ લઇને;

કોઈ એક ન સાથે આવે, સર્વ આંહી મૂકીને.

ભજું-૧

લોક ઘણે જગપતી કહેવાયા, પૂર્વનું પુન્ય વરીને;
પર ઉપકાર કરી તે જશલા, આતમ શુદ્ધકરીને.

ભજું-૨

માત પીતા સુત બંધવ પત્ની, મળીયાં સ્વાર્થ સહીને;
કુટુંબ કબીલો બાંધુ ભગીની, ચાલ્યા સ્વાર્થ તજીને.

ભજું-૩

આતમ ઉજાગો કરવા માટે, સદ્ગુરૂ પંથ વરીલે;
કીંકરદાસ કહે કર જોડી, વારંવાર ભજીલે.

ભજું-૪

## પદ એકવીસમું

(રાગ-કાફીતાલ દીપચંદી)

ગુરૂ ગુણ અજબ કહાવે;
વીરલ નરો ગુણ ગાવે. ગુરૂ
અવીચળમાં ગુરૂનાદ બજાવે, અલખમાં ધુન મચાવે;

અહઁ અહઁ જાપ જપીને, જ્યોતીસે જ્યોત મીલાવે.
ગુરૂ ૧

જગ માયાને દૂર કરીને, આતમને અપનાવે;
ધ્યાન નીરંતર ઘટમાં સાધે, પરમાતમ પદ પાવે. ગુરૂ ૨

સોહં સોહં ધ્યાન કરીને, ઘટમાં ઘંટ બજાવે;
રોગ શોગ ભય નાશ કરીને, અદ્‌ભૂત બળ બતલાવે.
ગુરૂ ૩

ગુરૂ ગુણથી કોઈ પાર નહિ પાવે, ગુરૂ પદમાં સહુ આવે;
ગુરૂ વિણુ કોઇ નહિ માર્ગ બતાવે, ગુરૂવર બ્રહ્મકહાવે.
ગુરૂ ૪

શાંતિસૂરિ પ્રભો અર્બુદગીરીનો, મહીમા અજબ સૂણાવે;
કીંકર કહે એ દિવ્ય પુરૂષ છે, વિશ્વ સહુ ગુણ ગાવે.
ગુરૂ ૫

## પદ બાવીસમું

( ગઝલ )

સરિતા નીરના જેવું, જીવન માનવતણું એવું,
પલકમાં સર્વ સુકાતું, જુઠું સંસારનું સ્વપ્નું. ૧

ભલે ધનવાન કે રાજા, કદાપી હોય મહારાજા,
પ્રભુનાં જાણ સર્વે છે, જુઠું સંસારનું સ્વપ્નું. ૨
ભલે સત્તા તણા મદમાં, અનાથોને રીબાવેનું,
સમય પણ આવશે ત્યારે, જુઠું સંસારનું સ્વપ્નું. ૩
ભલે હો ! યોગી કે ભોગી, કરે સહુ રાગ રાગાનો,
કદાપી અંત યાદ ભુલતા, જુઠું સંસારનું સ્વપ્નું. ૪
ઋષીવરને મુનીવર સહુ, ગણાતા બુદ્ધીના દાતા,
ચળેલા તે કદી પડતા, જુઠું સંસારનું સ્વપ્નું. ૫
કુકર્મો ઘોર આચરતાં, ડર્યો નહિં તું અરે ! ભાઇ,
રડે છે તું પછી શાને, જુઠું સંસારનું સ્વપ્નું. ૬
દુઃખો જ્યારે તને ઘેરે, પછી તું ઇષ્ટ સંભારે,
બુરૂં કરતાં ન વિચારે, જુઠું સંસારનું સ્વપ્નું. ૭
અરે ! લક્ષ્મી તણા મદમાં, કર્યાં અપમાન તેં કંઇનાં,
થશે ઇન્સાફ દરબારે, જુઠું સંસારનું સ્વપ્નું. ૮
મર્યા તું કંઇ નજર ભાસે, તીહાં તું અશ્રુ સારે છે,
પલકમાં સર્વ તું ભુલતો, જુઠું સંસારનું સ્વપ્નું. ૯
નથી કંઇ સાથ તું લાવ્યો, નથી કંઇ લઇ જવાનો તું,
છતાં તું મોહમાં ભટકે, જુઠું સંસારનું સ્વપ્નું. ૧૦

કરીલે કાર્ય ઉપકારી, જીવન ત્હારૂં સફળ કરવા,
કહે શાંતિ ચરણ કીંકર, જુઠું સંસારનું સ્વપ્નું. ૧૧

## પદ તેવીસમું

( ગઝલ )

જગતના ખેલ છે ખોટા. ફુટે જળ માંહે પરપોટા,
છતાં માનવ નહિ સમજે, બધો સંસાર બુરો છે. ૧
મળી આ જીંદગી મોંઘી, જીવન માનવ અમોલું છે
સમયનું વ્યર્થના ગણુતો, બધો સંસાર બુરો છે. ૨
સૂતો શૈય્યા મહીં જ્યારે, સગાં સહુ મન વિષે ધારે,
અમારૂં શું થશે ત્યારે, બધો સંસાર બુરો છે. ૩
અહો ! આ જીંદગી પામી, અરે રે ! શું કર્યું એને,
વિચારે કોઇ નહિ એવું, બધો સંસાર બુરો છે. ૪
રડે સહુ સ્વાર્થને માટે, દુઃખો એનાં વિચારે નહિ,
પછી પોકો મૂકે મોટી, બધો સંસાર બુરો છે. ૫
જગતની કારમી બાજી. જીતે વીરલા પ્રભો કોઇ,
સજે છે આત્મનું થોડા. બધો સંસાર બુરો છે. ૬
કરી આ વિશ્વની શેવા, ભલાઇ કર અરે ! ભાઇ,

બની લે આત્મનું ભાનું, પછી સંસાર ભુરો છે. ૭
અરે! આ સર્વ બંધનથી, જીવનને મુક્ત કરવાને,
શરણ ગુરુ દેવનું સાચું, પછી સંસાર ભુરો છે. ૮
હૃદયનું શોધન કરું મારું, જીવન મ્હારૂં સફળ કરવા,
ભજી લે સદ્ગુરૂ ચરણે, પછી સંસાર ભુરો છે. ૯
ક્ષમાપ્ની કર અરે! જીવો, બનેલાં પાપ ધોવાને,
કહે શાંતિ ચરણુ શ્રીકર, પછી સંસાર ભુરો છે. ૧૦

## પદ ચોવીસમું

( ગઝલ )

દશાનાં ચક્ર ઉંધાં ત્યાં, સુઝે સાચું નહિ ભાઈ;
લખાયા લેખ ભાવીમાં, ટળે નહિ કોઈથી ભાઇ. ૧
દશા ઉંચે ચઢાવે છે, દશા પળમાં ગીરાવે છે;
દશાનાં દુઃખ ભોગવતાં, બચાવે કોઈ નહિ ભાઈ. ૨
દશાથી કંઇ બને ડાહ્યા, દશાથી કંઇ બને રાયા;
દશાથી કંઇક દુનીઆમાં, દીવાના થઇ ફરે ભાઇ. ૩
દશા સારી અને બુરી, નડે છે સર્વ માનવને;
દસાતાં નવ છુટે કોઇ, દશાના ચક્રથી ભાઇ. ૪

સુખી બનનાર ગુણ ગાવે, દુઃખી જન અશ્રુ ઉભરાવે;
દશા ત્યાં ભાન ભૂલાવે, રડાવે કંઇકને ભાઇ. ૫
દશાનાં ચક્ર દુનીઆમાં, ફરે છે ચોદીશા માંહી;
છુટયા નહિ કોઈ એનાથી, ભજીલો ઇષ્ટને ભાઇ. ૬
હકીમો ડોકટરો જ્ઞાની, છુટયા નહિ કોઇ વિજ્ઞાની;
શ્રીમંતો રાયને રાણી, ઘણા પળમાં બન્યા ફાની. ૭
અજબ! મસ્તિ જગાવીને, ધૂની ઘટમાં ધખાવે છે;
રૂષીવર એહ પણ કોઈ, દશાથી નહિ છુટયા ભાઈ. ૮
મહા મુનીજન રડાવે એ, ફના પળમાં બનાવે છે;
વીરાઓ સત્ય સમજીને, ભજે છે ઇષ્ટને ભાઇ. ૯
પૂકારે ધર્મના જ્ઞાતા, સદા જ્ઞાની વીરો ગાતા,
દશાના દુઃખથી બચવા, ભજીલો ઇષ્ટને ભાઈ. ૧૦
નિરંતર ઇષ્ટને ભજલો, નથી એના વિના કાંઈ,
કહે શાંતિચરણ કીંકર, ભજીલો ઇષ્ટને ભાઈ. ૧૧

## પદ પચીસમું.

ગઝલ.

અમારા ને ત્હમારામાં, બધો વહેવાર જુદો છે,
ત્હમારૂં જો તમે સમજો, પછીથી પંથ સીધો છે. ૧

ડહેમાવાને ભ્રમણામાં, રહે છે વિશ્વના પ્રાણી.
નહિ સમજે અરે નિજનું, નીહાળ્યું વારંવાર જુદું છે. ૨
સમજદારો નહિ સમજે, મરે છે સર્વ માયામાં,
નહિ નિજનું પીછાણે તો, પછીથી પંથ સીધો છે. ૩
જગતના બાહ્ય સુખોમાં, રહે છે મોહને બાંધું,
અરે! એ સત્ય સમજે તો, પછીથી પંથ સીધો છે. ૪
સતાવે સ્વાર્થ સર્વેને, મનાવે સ્વાર્થ સર્વેને,
હૃદયનો સ્વાર્થ સમજે તો પછીથી પંથ સીધો છે. ૫
શ્રીમંતો રાજ્યનો રાયા, નૃપતિ સર્વ દુનીઆના,
મરે છે મોહમાં સર્વે, નીહાળ્યું વારંવાર જુદું છે. ૬
ડહીંમો ડાકટરો જ્ઞાની, જગતના વૈદ્ય વિજ્ઞાની,
મને અંતર નહિ જ્ઞાની, નીહાળ્યું વારંવાર જુદું છે. ૭
ભણ્યાથી નવ મળે બાહ્ય, નથી ઇંદ્રાણથી કાંઇ,
હૃદય નિજનું ભજે ત્યારે, પછીથી પંથ સીધો છે. ૮
જગતની છે અજબ! માયા, અરેરે ફંદમાં સપડાયા,
ભજેલા સદ્ગુરુ રાયા, પછીથી પંથ સીધો છે. ૯
હૃદય ધોયા વિના બાહ્ય નહિ સમજાય નીજ કેરું,
કહે શીંકર કરો ભક્તિ, પછીથી પંથ સીધો છે. ૧૦

# પદ છવીસમું

ગઝલ

મળ્યું માનવજીવન મોઘું, અરેરે ! કંઈક કરતોજા,
પ્રભુના પંથ જાવાને, સડક તું સાફ કરતો જા. ૧
ચોરાશીલાખ ફેરામાં, અનંતિ વાર તું ભમીયો,
થવાને મુકત એમાંથી, સડક તું સાફ કરતો જા. ૨
ધૂની ભક્તિ તણી સાચી, મૂકી તું કયાં ભુંડા ભટકે,
જીવનને પાર કરવાને, સડક તું સાફ કરતો જા. ૩
જગતની ચોતરફ જોતાં, ઘટા ઘનઘોર ભાસે છે,
નથી કંઇ માર્ગ દેખાતો, સડક તું સાફ કરતો જા. ૪
માયાને મોહનાં બંધન, નયનમાં તેં કર્યું અંજન,
મૂરખ એ સર્વ છોડીને, સડકતું સાફ કરતો જા. ૫
ફસ્યા સૌ મોહ માયામાં, પ્રભો ! આ વિશ્વનાં પ્રાણી,
ભજી જગદીશને ભાઈ, સડકતું સાફ કરતો જા. ૬
મદીરા પાન પી નાચે, અભાગી ત્યાં પુરો રાચે,
નરકની ખાણ એ સાચે, સડકતું સાફ કરતો જા. ૭
તર્યા નહિ કોઇ માયામાં, નહિ તરશે અરે ! ભાઈ,

મૂરખ તેં શું [illegible] [illegible] શઠનું શાક કરતો જા. ૮
જીવન મૃત્યુ નહિ આવે, અમર આનંદ ત્યાં પાવે,
અરે ! એ લાભ લેવાને, શઠનું શાક કરતો જા. ૯
રહેલું [illegible] [illegible]. નથી [illegible] થવાનું એ,
કરે શાંતિ અમરપુરી [illegible]. શઠનું શાક કરતો જા. ૧૦

## પદ સત્તાવીસમું

ગઝલ

અજાણ ! મલિન જીવન કેરી. અખંડાનંદ આવ્યો છે,
નથી ત્યાં કોઈની પરવા. અરેરે કંઈક કરતો જા. ૧
સુહાવે આત્મ આસનમાં, વીરો એવા ઘણા થોડા.
મરણનો ભય વિસારીને, અરેરે ! કંઈક કરતો જા. ૨
જગત જંજાળને છોડી, જીવનને જે સમર્પે છે,
વધાવી ધૂન અંતરમાં, અરેરે ! કંઈક કરતો જા. ૩
નિશાની સ્વર્ગની સાધે, પ્રભુનો માર્ગ એ વાધે,
જીવનથી સર્વ આરાધી, અરેરે ! કંઈક કરતો જા. ૪
મથ્યા જે મુક્તીના માટે, જવાના એહ જન નક્કી,
જીવન ઉજ્વળ બનાવાને, અરેરે ! કંઈક કરતો જા. ૫

નથી જ્યાં ડાઘ અંતરમાં, કલેજાં સાફ જેનાં છે,
કરીને આત્મમાં શુદ્ધી, અરેરે ! કંઇક કરતો જા. ૬
ફર્યો તું બેલ ચક્કીમાં, સગાંને સ્નેહીઓ માટે,
વિચાર્યું નહિ કદી ત્હારૂં, અરેરે ! કંઇક કરતો જા. ૭
જવાનું પંથ લાંબો છે, વિકટ છે માર્ગ એ ભાઈ,
જીવન રક્ષક ઇહાં શોધી, અરેરે ! કંઇક કરતો જા. ૮
જીવન નિર્દોષ જેનું છે, નથી જ્યાં ભેદ અંતરમાં,
શરણુ એનું સ્વીકારીને, અરેરે ! કંઇક કરતો જા. ૯
કહે શાંતિ ચરણ કીંકર. ભજી લે સદગુરૂવરને,
નથી એના વિના સાચું, અરેરે ! કંઇક કરતો જા. ૧૦

## પદ અઠ્યાવીસમું

ગઝલ

સળગતી આગ કર્મોની, વસે ત્યાં માનવી ભાઇ,
બુઝાવી શાંત કરવાને, શરણ ગુરૂ દેવનું સાચું. ૧
જગતની ચોતરફ ભાળો, ભભકતી કર્મની જાળો,
અરે ! એ નાશ કરવાને, શરણ ગુરૂ દેવનું સાચું. ૨

કરેલાં કર્મ ભોગવતાં, બચાવે કોઇ નહિ ભાઇ,
હૃદયમાં હામ ભરવાને, શરણગુરૂ દેવનું સાચું. ૩
ભલે હો રંક કે રાજા, કદાપી હોય મહારાજા,
છુટયા નહિ કોઇ કર્મોથી, શરણગુરૂ દેવનું સાચું. ૪
અજબ! છે કર્મની માયા, હજારોને નચાવે છે,
ઉગારવા એહથી ભાઇ, શરણગુરૂ દેવનું સાચું. ૫
રૂષીવરને મુનીવર સહુ, છુટયા નહિ કોઇ કર્મોથી,
વદે છે એહ અંતરમાં, શરણ ગુરૂદેવનું સાચું. ૬
બને છે જેહ જન મોટા, નમે છે કંઇક ચરણોમાં,
અરે! એ સર્વ જુઠું છું, શરણ ગુરૂદેવનું સાચું ૭
ભીખારી ભીખ માગે છે, નયનમાં અશ્રુસારી ને,
પૂકારે એહ અંતરમાં, શરણ ગુરૂદેવનું સાચું. ૮
ઉંડા ઉતરી નીહાળોતો, બધો સંસાર બુરો છે,
કહે શાંતિ ચરણ કીંકર, શરણ ગુરૂદેવનું સાચું ૯

## પદ ઓગણત્રીસમું

ગઝલ

અજબ! દુનીઆતણી બાજી, ગજબ કરનાર માયા છે,
બને સહુ કર્મને આધીન, અજબ! છે કર્મની માયા. ૧

બને છે કર્મથી સર્વે, શ્રીમાનો રંક કે રાજા,
બધી એ કર્મની બાજી, અજબ ! છે કર્મની માયા ૨
પલકમાં શેઠ બનનારા, ઘડીકમાં ભીખ માગે છે.
નચાવે કર્મ સર્વેને, અજબ ! છે કર્મની માયા ૩
ગૃહો જ્યારે નડે ત્યારે, બિચારો કર્મ સંભારે,
રડે ત્યાં અશ્રુસારીને, અજબ ! છે કર્મની માયા. ૪
મોટરમાં મ્હાલતો ત્યારે, ગરીબનું ત્યાં નહિ હાલે,
વધુમાં ગાળ બેઆલે, અજબ ! છે કર્મની માયા. ૫
નીશો લક્ષ્મીતણો ચડતાં, મરે મદમાં પુરો માનવ,
મૂરખ ત્યાં ભાન ભૂલે છે, અજબ ! છે કર્મની માયા. ૬
પૂકારે આંગણે આવી, અનાથો ચર્ણમાં પડતા,
દયા અંતર નહિ આવે, અજબ ! છે કર્મની માયા. ૭
કરે સંદેશ આવીને, જીવનનું શ્રેય કરવાને,
અઘોરી નીંદમાં ઉંઘે, અજબ! છે કર્મની માયા. ૮
સમય પલટાય છે જ્યારે, પછી અંતર વિચારે છે,
કર્યું નહિ મેં અરે ! ત્યારે, અજબ ! છે કર્મની માયા. ૯

## પદ ત્રીસમું

ગઝલ

અતી તેં પુન્ય કીધાં તો, મળ્યું માનવજીવનભાઇ,
અમોલું રત્ન સમજીને. જીવન નૌકા તરીલેતું. ૧

ચોરાશી લાખ ફેરામાં જીવન માનવ અતી દુલહું,
ભૂલ્યો તો હાથ નહિ આવે, જીવન નૌકા તરીલેતું. ૨
ઉતારી કેફ અંતરથી, ભજી લે ઇષ્ટ તું ભાઇ,
કરી ભક્તિ હૃદય સાચી, જીવન નૌકા તરીલેતું. ૩
ચડયું છે વહાણુ વંટોળે, અરે ! સંસાર સાગરમાં,
સુકાની શોધીને સાચો, જીવન નૌકા તરીલેતું. ૪
ભમ્યો ભવસાગરે બહુધા, છતાં કંઇ પાર નવ આયો,
ટીકીટ જલ્દી ખરીદીને, જીવન નૌકા તરીલેતું. ૫
કરે તું શ્રમ હવે શાનો, ચઢયું છે નાવ તોફાને,
ડૂબ્યું તો સૌવ્યથા જાશે, જીવન નૌકા તરીલેતુ. ૬
હજુ છે હાથમાં બાજી, સુકાની શોધ તું જલ્દી,
મદદ જગદીશની માગી, જીવન નૌકા તરીલેતું. ૭
મુસાફીર સર્વ દુનીઆના, અમરપદ કોઇ નહિ લાવ્યું,
જવાનું એકદીન નક્કી, જીવન નૌકા તરીલેતું. ૮
અરે ! તું એકલો આવ્યો, જવાનો એકલો ભાઇ,
નહિ ત્યાં સાથ કંઇ આવે, જીવન નૌકા તરીલેતું. ૯
તજી તું મોહને માયા, ભજીલે સદગુરૂ રાયા,
કહે શાંતિ ચરણ કીંકર, જીવન નૌકા તરીલેતું. ૧૦

# પદ એકત્રીસમું

ગઝલ

મીલા નર ભવ મહાપુન્યે, જીવન તું પાર કરતો જા,
પીછેસે હાથ નહિ આવે, મુસાફીર ખ્યાલ કરતો જા. ૧
બની અંધા ફીરા જગમે, વિષયકી નીંદમેં સોતા,
વિચારા નહિ કભી તેરા, મુસાફીર ખ્યાલ કરતો જા. ૨
મર્યો તું ઇશ્ક બાજીમેં, અરેરે! રોજ સમ ભટકે,
જીવન તેરા પીછાણા નહિ, મુસાફીર ખ્યાલ કરતો જા. ૩
મૂરખનીજ ભાનકો છોડી, ફસાયો નર્ક બારેમેં,
પીધી વીષ્ટા મુખોસે ત્હેં, મુસાફીર ખ્યાલ કરતો જા. ૪
બુરી હે ઇશ્કકી બાજી, પૂકારે સજ્જનો ભાઇ,
સૂનાતે ધર્મ કે જ્ઞાતા, મુસાફીર ખ્યાલ કરતો જા. ૫
અંધેરા ચોતરફ ઘેરા, ગગન વાદળ ચડા ભારી,
ફસાયા ઉનબીચો મેં તું, મુસાફીર ખ્યાલ કરતો જા. ૬
તજી દઈ ઇશ્કકા ખેલો, ભીંતરમેં ભક્તિ રસ રેડો,
સફળ માનવજીવન તેરા, મુસાફીર ખ્યાલ કરતો જા. ૭
કહે શાંતિ ચરણ કીંકર, બીના ભક્તિ નહિ જગમેં,
સહારા કોઇભી સચ્ચા, મુસાફીર ખ્યાલ કરતો જા. ૮

# પદ બત્રીસમું

ગઝલ

વિષયની અંધ મસ્તીમાં, મુસાફીર કંઇ ફસાયા છે,
બની એ કેફમાં પાગલ, અરેરે માનવી ભટકે. ૧
વિષયની વાસ છે ઝેરી, બનાવે એ કદી વ્હેરી,
છતાં પાગલ ભમે છે ત્યાં, અરેરે માનવી ભટકે. ૨
મળી જો એક સમયે તો, કદી છોડી નહિ છુટે,
અજબ ! એ મોહનો માની, અરેરે માનવી ભટકે. ૩
વિષયમાં કંઇ બને અંધા, ભૂલીને ભાન ભટકાતા,
વિષય રસ ચાખવા માટે, અરેરે માનવી ભટકે. ૪
સમજ હારો નહિ સમજે, મહામુનીઓ ફસે છે ત્યાં,
બુરી ! છે ઇશ્કની માયા, અરેરે માનવી ભટકે. ૫
ચઢેલા ઉંચ્ચ કોટીમાં, તપસ્વી એ ગીરાવે છે,
કરે પળમાં ફના સર્વે, અરેરે માનવી ભટકે. ૬
પત્નીવ્રત છોડીને ભાઈ, અરેરે કંઈક રખડે છે;
પતીવ્રત પાળવું દુલહું, અરેરે માનવી ભટકે. ૭
ફસાવે મસ્ત ત્યાગીતો, છુટે ક્યાંથી અરે! માનવ,
પૂકારે જ્ઞાનીઓ વિષ્ટા, અરેરે માનવી ભટકે. ૮

કહે શાંતિ ચરણ કીંકર, વીરાઓએ તજે ભાઇ,
ગજબ છે ઇશ્કની માયા, અરેરે માનવી ભટકે. ૯

# પદ તેત્રીસમું

### કવાલી

બતાદો યહ પ્રભો ! મુજકો, મેરા ઉદ્ધાર કૈસે હો,
દીખાદો યહ પ્રભો ! મુજકો, મેરા ઉદ્ધાર કૈસે હો. ૧
ભયાનક યુદ્ધ કર્મોકા, ચલ્લાભવ સિંધુ મે ભારી,
મરા સંસાર સાગરમે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૨
જુઠો માયા જગતકેરી, ફસાયા જાણ હો કર મેં,
કુકર્મો ઘોરહી કીધાં, મેરા ઉદ્ધાર કૈસે હો. ૩
વનિતા પુત્રને કારન, બની પાગલ હુંડા જગમે,
પડા મેં મોહ કીચડમે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૪
અતીશય જુલ્મ હે મેરા, કીયા સબ શેરસમ હોકે,
સતાયા રંક માનવકો, મેરા ઉદ્ધાર કૈસે હો. ૫
બુરી યે જીંદગાની હે, ગુન્હા અગણીત પ્રભો મેરા,
મૂરખ મેં કયા કયા કરૂં વર્ણન, મેરા ઉદ્ધાર કૈસે હો. ૬

અમોલાં આપકે વચનો, ભૂલી મેં નીંદમે સોતા,
નહિ શોચા કભી ઘટમેં, મેરા ઉદ્ધાર કૈસે હો. ૭
બીના ભકિત નહિ જગમે, સહારા કોઇભી સચ્ચા,
ગુજારૂં નાથ ચરણોમે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૮
દયાકર ઓ દયા સિંધુ, શરણ સચ્ચા તુમારા હે,
કૃપાળુ નાથ! બતલાદો, મેરા ઉદ્ધાર કૈસે હો. ૯
પીડા હરતે ત્રિભુવનકી, વહાં પર તુચ્છ મેં તો હું,
બતાદો અબક્ષમાકરકે, મેરા ઉદ્ધાર કૈસે હો. ૧૦
પ્રભો! શાંતિ બીના જગમે, નયન ભાસે નહિ મુજકો,
પૂકારે બાળદીન શ્રીંકર, મેરા ઉદ્ધાર કૈસે હો. ૧૧



## પદ ચોત્રીસમું

(વંદો વંદો ગુરૂશ્રી જ્ઞાનીને-રાગ)

મેરી નૈયાંકો પાર ઉતાર ગુરૂ,
તુજવિણ કોઇ નહિ પાર કરેગા,
ભવસાગરસે તાર ગુરૂ. મેરી
સારા જગતકો દેખલીયા જબ,
મળીયો તુ આધાર ગુરૂ. મેરી

જન્મ જરાકા અવધિ દુઃખસે,
        કોઈ ન તારણુહાર ગુરૂ. મેરી
ભમીયો ભવસાગરમેં બહુધા,
        તોય ન આયો પાર ગુરૂ. મેરી
અબ તું સાહેબ સાચો મળીઓ,
        પુરણ કૃપા દાતાર ગુરૂ. મેરી
વિશ્વ વીશારદ વીપત નીવારક,
        શાંત સુધા પાનાર ગુરૂ. મેરી
સબજન જગકે એક સ્વરૂપમેં,
        ભેદ ન તું ધરનાર ગુરૂ. મેરી
અંતર ધ્યાની આતમરામી,
        સાચો જગદાધાર ગુરૂ. મેરી
અલખ લગાવે બ્રહ્મ જગાવે,
        જ્યોતિ જગાવણુહાર ગુરૂ. મેરી
શ્રીંકરદાસ કહે અંતરથી,
        સદગુરૂવર દાતાર ગુરૂ. મેરી

## પદ પાંત્રીસમું

(વંદો વંદો ગુરૂશ્રી જ્ઞાનીને-રાગ)

બાહ્ય ગુરૂ બીનનારક કોઇ નહિ.

ભવસેતારક દુઃખનીવારક,
પાર ઉતારક કોઇ નહિ. ભાઈ
તન, ધન, જોબન સબહી જુઠા,
જુઠા સબસંસાર ભઈ. ભાઇ
માત, પીતા, સુતસ્નેહી સંબંધી,
કારમો સબ વરીવાર ભઈ. ભાઇ
માનવ જન્મ મળ્યો મહાપુન્યે,
તો કંઈ નીજનું સાધ ભઇ. ભાઇ
ભવ અંધેરા બીચમેં ઘેરા,
શામ ઘટા ચોમેર ભઇ. ભાઇ
ભકિત સુધા પ્રગટે ઘટમાં તો,
નૈયાં થશે તારી પાર ભઈ. ભાઈ
કીંકરકાસ કહે અંતરથી,
ગુરૂવરનો આધાર ભઈ. ભાઇ

## પદ છત્રીસમું

(મોહે લાગી લટક ગુરૂ ચરણનકી-રાગ)

ભાઈ ગુરૂ બીન કોન ઉગારે,
ભવ સમુદ્રમેં ડૂબતા પ્રાણી,

કોઇ નહિ તારે. ભાઇ
સાગર બીચમેં નાવ ફસાયા,
મોજાં જોર અતી મારે. ભાઇ
હાંકનેવાલા બોત મુંઝાયા,
કોઇ નહિ ગુરૂબીન તારે. ભાઇ
માનવ દેહકા ડગતા પાયા,
મોહ માયા સબકો મારે. ભાઇ
દુનીઆ દારી દુઃખની કયારી,
આશા તૃષ્ણા મન ભારે. ભાઇ
આશા મે સબ જગ હોમાયા,
આશા સબ જનકો મારે. ભાઇ
વીરલનરો આશાકો તજકે,
ઘટ મંદિરને શણગારે. ભાઇ
કીંકરદાસ કહે અંતરથી,
સદગુરૂવર મુજ મન પ્યારે. ભાઇ

## પદ સાડત્રીસમું

### હરીગીત છંદ

કીરતારના દરબારમાં, જાવું બધાને છે ખરે;
ભાખ્યું હશે ભાવી મહીં, એ તો કદાપી ના ફરે. ૧

દુનીઆ તણા કીચડ માંહીં તેં મોજ મન માની પુરી;
ભાતું હશે નહિ સંગ તો, ભમવું થશે નિશ્ચય ખરે ૨
જાના પડેગા એક દીન, અપના મુસાફીર દેશમેં;
ખર્ચી હશે નહિ સાથ તો, સાચો સુકાની નહિ મળે. ૩
ઇશ્વર તણા દરબારમાં, ઇન્સાફ છે સાચો અરે;
કરણી કરે તેવું મળે, એ વાત તો નિશ્ચય ખરે. ૪
થેલી હશે જો પાપની, તો સુખ સાચું ક્યાં મળે;
કરતાં વિચારે નહિ પછી, રોયા કરેથી શું વળે. ૫
પરમાર્થ કાર્ય કર્યું હશે તો, કંઈક સાચું સાંપડે;
બાકી બધું સહુ જુઠ છે, રોયા કરેથી શું વળે. ૬
ભકિત સુધા ઘટમાં ભરો, પરમાર્થ સહુ પ્રીતે કરો;
કીંકર કહે છે શાંતિનો, તો આત્મનું સાર્થક ખરે. ૭



## પદ ૩૮ મું

### હરીગીત છંદ

સંસારના અવધિ દુઃખોમાં, સુખ સાચું ક્યાં મળે;
જ્યાં યુદ્ધ ચાલ્યાં કર્મનાં, ત્યાં માનવીનું શું વળે;

અંગાર સળગ્યા રોમમાં, એ આગમાં સર્વે બળે;
સદગુરૂ સાચા મળે તો, કંઈક પણ શાંતી વળે. ૧
માયા ધુતારી માનવીને, મોહમાં પટકે ખરે;
માયા તણી મહા જાળમાં, માનવ ફસાયા છે અરે;
માયા મહા વિકરાળ છે, માયા અધમ કરનાર છે;
માય છુટે એ નર તણો, જગમાં ઉંચો અવતાર છે. ૨
મોહ સૈન્ય ફરી વળ્યું, ત્યાં માર્ગ સાચો કયાં જડે;
આંધી ચઢી ચારે દીશામાં, પંથ સાચો ના જડે;
મારા અને ત્હારા મહીં; ઝકડઇ મુવા માનવ ખરે;
એ મોહનીમાં મુગ્ધ થઇને, વિશ્વમાં ભટકયા કરે. ૩
માયા તણા ઘા વાગતાં, પોકાર સહુ મોટા કરે;
નીજ કર્મ ભોગવતાં અરે, અશ્રુ નયનમાંથી ખરે;
પ્રભુ ભકિતમાં લય થાય તો, શાંતિ અહો ! સાચી મળે,
કીંકર કહે નીજ આત્મનું, એ કંઈક પણ સાધે ખરે. ૪

## પદ ૩૯ મું

હરીગીતછંદ

દુઃખોતણા ડુંગર પડે, સુખ સાહીબી કદી સાંપડે,
તો પણ અરે ! આ દેહથી, પ્રભુને કદી ભૂલશો નહિં. ૧

વૈભવ મળે લક્ષ્મી મળે, માયા તણા મહેલો જડે,
એ બે ઘડીની મોજ છે, પ્રભુને કદી ભૂલશો નહિ. ૨
મંગળ અમંગળ ગૃહ તૂટે, કર્મો કદી નીજ પર વૂઠે,
જ્વાળા ઉઠે તો પણ અરે, પ્રભુને કદી ભૂલશો નહિ. ૩
ઝોલા હીંચોળા ખાટમાં, મ્હાલ્યા કરો આનંદથી,
એ બે ઘડીની સાહીબી, પ્રભુને કદી ભૂલશો નહિ. ૪
બાગો બગીચા પુષ્પના, મુખમાં સુવાસ લીધા કરો,
એ વાસના સ્વપ્ના સમી, પ્રભુને કદી ભૂલશો નહિ. ૫
મોટર અને ગાડી મહીં, આરામથી ફરતા ફરો,
એ પળ મહીં ફાની થશે, પ્રભુને કદી ભૂલશો નહિ. ૬
રાજ્ય રીદ્ધીવંત નર, પળમાં ધ્રૂજાવે કંઇકને,
એ પણ ઘણા ફાની થયા, પ્રભુને કદી ભૂલશો નહિ. ૭
ભીખ માગવી જગમાં પડે, અપવાદ લોકો બહુ કરે,
તો પણ અરે આ દેહથી, પ્રભુને કદી ભૂલશો નહિ. ૮
જગસુખ સાચું દુઃખ છે, સુખ સત્ય ન્યારૂં છે ખરે,
એ સત્ય સુખને શોધવા, પ્રભુને કદી ભૂલશો નહિ. ૯
સાચી કૃપા કીરતારની, તૃણને તજી મેરૂ કરે,
કીંકર કહે પળમાત્ર પણ, પ્રભુને તમે ભૂલશો નહિ. ૧૦

# પદ ૪૦ મું

## હરીગીત છંદ

પ્રાણ જાવે તોય ગુરૂનું, હું ભજન છોડીશ નહિ;
જગત જડ વ્યવહારને હું, જીવનમાં જોડીશ નહિ. પ્રાણ

આફત પડે કદી શીર પરે, અન્નપાન ખાવા નવ રહે;
લોકો ભલે નીંદા કરે, પણ ભક્તિ હું મુકીશ નહિ. પ્રાણ

જગત સાથે ભગતને, બનતું નથી એ જાણજો;
એ જગત મુજને શું કરે, એ હૃદયમાં આણીશ નહિ. પ્રાણ

શૂરવીર સદગુરૂ ઓળખે, પાગલ બીચારો શું કરે;
પરવા કરે નહિ પ્રાણની, એ વીરતા ચૂકીશ નહિ. પ્રાણ

આશા નથી આ હૃદયમાં, ધનમાલ કે દોલત તણી;
જરૂર છે જે અખૂટ ધનની, જગતમાં શોધીશ નહિ. પ્રાણ

પરમાર્થ તો પ્રીતે કરી, મુજ આત્મનું ભાતું ભરી;
સદગુરૂ સંગત કરી, શેવા કદી ભૂલીશ નહિ. પ્રાણ

આશીષ માગું છું પ્રભો, ભક્તિ અને નીતી તણી;
ડીંકર કહે છે હર્ષથી, હીંમત કદી હારીશ નહિ. પ્રાણ

# પદ ૪૧ મું

## હરીગીત છંદ

એક દીન ચાલ્યા જવાનું, મોતના પંથે ખરે;
મૃત્યુ ન છોડે કોઈને, એ વાતતો નિશ્ચય ખરે. ૧
રાજા ગયા ચક્રી ગયા, કોઇ જગમાં ના રહ્યા;
લખ્ખો ગયા દુનીઆ તજીને, મોતના પંથે ખરે. ૨
વૈદો હકીમો ડોકટરો, વિજ્ઞાનીઓ મોટા ઘણા;
એ પણ જવાના એ દશામાં, મોતના પંથે ખરે. ૩
ધનવાનહો કે રંકહો, વિદ્વાન કે પંડિત હો;
એ પણ અરે! ચાલ્યા જવાના, મોતના પંથે ખરે. ૪
સત્તાધીશો ન્યાયાધીશો, સત્તાતણા મદમાં મરે;
સત્તા તજી એ પણ જવાના, મોતના પંથે ખરે. ૧૩
લખ્ખો લૂંટાવે પળ મહીં, જીવવા તણી આશા ગ્રહી;
એ પણ બધા ચાલ્યા ગયા છે, મોતના પંથે ખરે. ૬
ડોકટરો જગ ના મળે, ઉપચાર ત્યાં બહુ ધા કરે;
આખરે રડતા ગયા છે, મોતના પંથે ખરે. ૭
ત્રિકાળજ્ઞાન ધરાવનારા, જ્ઞાનીઓ મોટા ભલે;
એ પણ કહે એક દીન જવું છે, મોતના પંથે ખરે. ૮

પરમાર્થ કાર્ય કર્યું હશે તો, કંઇક સાથે આવશે;
પાપ પુન્ય ભરી જવાનું, મોતના પંથે ખરે. ૯
લક્ષ્મી અને વૈભવ હશે, તે સર્વ અહીંઆં રહી જશે;
જનમ્યા હતા તેવા જવાનું, મોતના પંથે ખરે. ૧૦
પરીવાર સહુ રડતો રહે, અશ્રુ નયનમાંથી વહે;
કાળ હરણ કરી જવાનો, મોતના પંથે ખરે. ૧૧
પરમાર્થ સહુ પ્રીતે કરો, નીજ આત્મનું ભાતું ભરો;
કીંકર કહે નિશ્ચય જવાનું, મોતના પંથે ખરે. ૧૨

## પદ ૪૨ મું

હરીગીત છંદ

લક્ષ્મી અને વૈભવ તજીને કંઇક જન ચાલ્યા ગયા;
નારી અને પરીવાર સહુ પોકો મૂકી રોતા રહ્યા. ૧
મુછો પરે લીંબુ ઠરે ફક્કડ બની જગમાં ફરે;
પરવા ન કરતા કોઇની એ પણ અરે! ચાલ્યાગયા. ૨
મારા અને ત્હારા મહીં મગરૂર થઇ મ્હાલ્યા કરે;
એ પણ અરે! માયા મૂકીને એકદીન ચાલ્યા ગયા. ૩
જે શીરપરે ચમરઢળે ખમા, ખમા, શેવક કરે;

એ પણ બધા વૈભવ તજીને એકદીન ચાલ્યા ગયા. ૪

નોબત ગગડતી ગૃહપરે પહેરેગીરો પેરો ભરે;
એ મહેલને મોટર મૂકીને એકદીન ચાલ્યા ગયા. ૫

ગરમી પડે હીલ પર જતા સુખ સાહીબીમાં ફાલતા;
એ મોજને આરામ છોડી એકદીન ચાલ્યા ગયા. ૬

હાકલ થતાં જી જી કરે માનવ ઘણાં ચરણે પડે;
એ શેઠ, શેઠ, કહાવનારા એકદીન ચાલ્યા ગયા. ૭

ડાઘ નહિ કપડે પડે અંગે સદા અક્કડ રહે;
એ શરીરને સંભાળનારા એકદીન ચાલ્યા ગયા. ૮

આ જીંદગી ફાની થશે શુભ કૃત્ય સાથે આવશે;
આત્મનું સાધ્યા વિનાના માનવી રોતા રહ્યા. ૯

ભક્તિ સુધા અંતર ભરો નીજ આત્મનું સાર્થક કરો;
ભક્તિ વિનાના માનવી દુનિઆ તજી રોતા રહ્યા. ૧૦

માયા તણા આ મહેલ છે ભકિત જીવનની વ્હેલ છે;
એ વ્હેલમાં વીરલા સજીને મુક્તિમાં ચાલ્યા ગયા. ૧૨

ચેતો મુસાફીર જગતના હરદમ ભજો કીરતારને;
કીંકર કહે એના વિના ભવસાગરે ભમતા રહ્યા. ૧૧

# પદ ૪૩ મું

(વંદન તો કર રહા હું ચાહય તારો યા ન તારો–રાગ)

એસી દશા હી આવે, કબહી મીલેગા ભગવંત;
જબ આતમ શુદ્ધ થાવે, તબહી મીલેગા ભગવંત. ૧
નીજ દેહ ભાન છોડી, માયાસે પ્રીત જોડી;
ડૂબને લગી હે હોડી, કબહી મીલેગા ભગવંત. ૨
ભગવંત નામ ભારી, પ્રભુ મોક્ષ કે ધિકારિ;
પડો ચર્ણ વારી વારી, તબહી મીલેગા ભગવંત. ૫
ભગવંત નામ અપના, બાકી સબી હે સપના;
હરદમ હૃદયમેં જપના, તબહી મીલેગા ભગવંત. ૫
ભગવંત જ્યોત જાગે, મદ મોહ માન ભાગે;
ઘટમાંહે ઘંટ વાગે, તબહી મીલેગા ભગવંત. ૬
નિશ્ચય કભી ન છોડો, ચીત્ત એક માંહે જોડો;
મૃત્યુ પડે ન છોડો, તબહી મીલેગા ભગવંત ૭
સબ વિશ્વ એક જાણો, ઉરમાં ન ભેદ આણો;
સમભાવ કો પીછાણો, તબહી મીલેગા ભગવંત. ૮
લઘુતા મહીં પ્રભુતા, લઘુતા પ્રભુ બતાવે;
ઘટ મેલ સાફ થાવે, તબહી મીલેગા ભગવંત. ૧૦

કીંકર કહે મેં રાચું, ગુરૂતાન માંહે નાચું;
શાંતિ પ્રભો! કું યાચું, મુજકો મીલા એ ભગવંત. ૧૧

## પદ ૪૪ મું

(વંદત તો કર રહાહું)

અબ તો દયા વૃષા કે, કરૂણા કરો એ ભગવંત;
પ્રભો! આપ મહેર કરકે, કરૂણા કરો એ ભગવંત. ૧
મહા ઘોર કર્મ કીધાં, દુઃખીઆ કો દુઃખ દીધાં;
સબ આપ હી પીછાણો, કરૂણા કરો એ ભગવંત. ૨
મુખ કો દીખા શકું નહિ, ઐસા જીવન હમેરા;
સબ આપ માફ કર કે, કરૂણા કરો એ ભગવંત. ૩
ભમીયો હું અંધ હો કે, નયનો બનાયે કાતીલ;
સબ જાન કે ફસા હું, કરૂણા કરો એ ભગવંત. ૪
મુંસે ન બોલ શકતા, હસ્તોંસે લીખ શકું નહિ;
કુચ આપસે ન છાના, કરૂણા કરો એ ભગવંત. ૫
કપટોંકી જાળ રચ કે, નિર્દોષ જન ફસાયા;
સબ સ્વાર્થ સે કીયા હે, કરૂણા કરો એ ભગવંત. ૬

કાદવ કી ખાઈ દીસતાં, કીડા અતી પડા હે;
ઉન્મેંકા એક મેં હું, કરૂણા કરો એ ભગવંત. ૭
મેં નીચ ઘોર કર્મી, સબસે બડા અધર્મી;
અબ હે શરણ તુમારા, કરૂણા કરો એ ભગવંત ૮
વચનો તુમારા ભૂલ કે, મેં ક્રૂર હો કે ભમીયા;
શોચા નહિ જીવનમેં, કરૂણા કરો એ ભગવંત. ૯
ગુરૂવર પ્રભો ! કૃપાળુ, દીન પર બડે દયાળુ;
તુમ બીન સહુ અકારૂં, કરૂણા કરો એ ભગવંત. ૧૦
ગુરૂશાંતિ બીન જગતમેં, નયનોમેં કોઇ ભાસે;
કહે તે હે દાસ કીંકર, કરૂણા કરો એ ભગવંત. ૧૧



## પદ ૪૫ મું

(રાગ—વંદન તો કર રહા હું)

માનવ બધા જગતમાં, માયા મહીં મરે છે;
જાણ્યા છતાં બિચારા, ભમરા થઇ ફરે છે. ૧
માયા હસાવે સહુને, માયા રડાવે સહુને;
માયા લડાવે સહુને, માયા ગજબ કરે છે. ૨

માયા અતી બુરી છે, માયા અજબ છુરી છે;
કર્મો મહીં વીંધાવા, માયા ખરે શુળી છે. ૩
માયા એ કંઇક માર્યા, માયાથી કંઇક હાર્યા;
માયાથી કંઇક જગમાં, બેહાલ થઈ ફરે છે. ૪
માયા તજીને વીરલા, કંઈ આત્મ ધૂન ધખવે;
કહે શાંતિ ચર્ણ કીંકર, એ નર પુરા તરે છે. ૫



## પદ ૪૬ મું

( વંદન તો કરહાહું–રાગ )

લક્ષ્મી વિના જગતમાં, કીંમત નથી ગણાતી;
લક્ષ્મી વીના જગતમાં, બુદ્ધિ નથી મનાતી. ૧
લક્ષ્મી લીલા બતાવે, લક્ષ્મી સૂતા જગાવે,
લક્ષ્મી વીના જગતમાં, હીકમત નથી મનાતી; ૨
લક્ષ્મી તણા નીશામાં, કંઇને અરે ! રડાવે;
લક્ષ્મીમાં અંધ થઇને, આંખો નથી ખુલાતી. ૩
લક્ષ્મીમાં મોજ માને, પ્રભુ રૂપ પોતે જાણે;
પરવા ન કોઇની છે, એ વાત ત્યાં વદાતી. ૪

અડબોથ ભોટ હોયે, બુદ્ધિ ન હોય તોયે;
લક્ષ્મી વડે જગતમાં, કીર્તી પુરી મનાતી. ૫
લક્ષ્મીની સર્વ માયા, લક્ષ્મીની સર્વ છાયા;
પળમાં બને ભીખારી, ત્યારે નજર કરાતી. ૬
બહુ લોભ થાય ત્યારે, પળમાં હેનાશ વાળે.
પછી હાય લાગે ત્યારે, પોકો ઘણી મૂકાતી. ૭
લક્ષ્મીથી પુન્ય કરવા, મહા જ્ઞાનીઓ પૂકારે;
કંઇ પુન્ય શાળી નરની, પરમાર્થમાં લૂંટાતી. ૮
લક્ષ્મી ચપળ કહાતી, પળમાં ફના એ થાતી;
કહે દાસ જાય ત્યારે, નવ ક્રોધથી રખાતી. ૯

## પદ ૪૭ મું

(રાગ-ખુને જીગર કોપીતી હેબસગમેન કોયાર)

હું ભાન ભુલી અથડાયો જગમાં હવે થશે શું નાથ !
મેં હસતે હસતે કીધાં, દુઃખીઆને દુઃખ બહુ દીધાં;
વિષપાન મુખેથી પીધાં મારૂં હવે થશે શું ! નાથ–૧
માયામાં ખેલ ગુમાયો, મહાક્રૂર બની ભટકાયો;

જુલ્મી નર હું કહેવાયો મારૂં હવે થશે શું નાથ! હું-૨
પ્રભુ નામ હૃદય નહિ આયું, નિજકેરૂં ભાન ભૂલાયું;
આત્મીક હીત નહિ સમજાયું મારૂં હવે થશે શું નાથ!
હું-૩

કરતાં નહિ કોઈ વિચારે, ભોગવતાં ત્રાય પૂકારે;
પછી પ્રભુ, પ્રભુ, સંભારે રડતાં મૂકે મસ્ત કે હાથ. હું-૪
સુત માત પીતાને યારી, જુઠી સહુ દુનીઆ દારી;
પ્રભુ નિત્ય ભજો ભયહારી સાચા અનાથના એ નાથ.
હું-૫

આ અરજી નાથ સ્વીકારો, તુમ અનાથ બાળ ઉગારો;
કીંકર કહે ડૂબતા તારો ઝાલો હવે અમારો હાથ. હું-૬

## પદ ૪૮ મું

(રાગ હે રંગ ભીના નેમનગીના)

અંધ બની આથડીયા જગમાં, મળે અરે કયાંથી ભગવાન.
પ્રભુ પંથ ભાઇ જગથી ન્યારો, અલખ વાસમાં એ વસનાર;

દિવ્ય ચક્ષુ પ્રગટે સાચાં તો, પછી મળે સ્હેજે ભગવાન.
અંધ
પ્રભુ પંથ ભાઇ અતિ વિકટ છે, કાયર નરનું ત્યાં નહિ
કામ;
મૃત્યુ તણા ભયને વીસરે તો, પછી મળે સ્હેજે ભગવાન.
અંધ
ટીલાં કરતા માળા જપતા, મુખે કરે પ્રભુનાં ગુણગાન;
તપ કરવાથી જપ કરવાથી, કદી નથી મળતા ભગવાન.
અંધ
ભસ્મ લગાવે ધૂન ધખાવે. રામ રામનું કરતા તાન;
નદી તટે જઈ સ્નાન કરે છે, છતાં નથી મળતા ભગવાન.
અંધ
રૂષી બને કંઇ સંત બને છે, ફકીર બની કરતા ગુલતાન;
ઘટ મંદીર જેસાફ બને તો, પછી મળે સ્હેજે ભગવાન.
અંધ
આત્મ પીછાણો જેતું ત્હારો, સદા કરે સમતા રસ પાન;
વિશ્વ બધું નીજ સમમાને તો, મળે પછી સ્હેજે ભગવાન.
અંધ

શંકર કહે પ્રગટી અંતરમાં, જ્યોત પ્રભુનું સાચું તાન;
મસ્તી મહીં લખતો હું, સર્વે મળયા પ્રભો શાંતિ
ગુણવાન. અંધ

## પદ ૪૯ મું

(રાગ--સિદ્ધા ચલકે વાસી જીનને ક્રોડો પ્રણામ)

મુક્તિ પુરીના વાસી વીભુવર કોટી નમન !
ત્રિભુવન જ્યોત પ્રકાશી વીભુવર કોટી નમન !

વિશ્વ ઉદ્ધારક આપ કહાયા, અજર અમર પદવીને પાયા;
દીન કે નાથ કહાયા વીભુવર કોટી નમન ! મુક્તિ–૧

અવીચળ ભૂમીમાં આપ બીરાજ્યા, જનમ જરાના
ભયને ભાગ્યા;
વચનામૃત તુમ ગાજ્યાં વીભુવર કોટી નમન ! મુક્તિ–૨

આપ અનંત રૂપે ભજવાયા, વાણીમાં અમી રસ
વરસાયા;
ત્રીલોક નાથ કહાયા વીભુવર કોટી નમન ! મુકિત–૩

ભવ દુઃખ ભંજન આપ કહાવો, ભકિત સુધા જગમાં
પ્રગટાવો;

ઘટઘટમાં પથરાવો વીભુવર કોટી નમન ! મુક્તિ–૪
અનાથની આ અર્જ સ્વીકારો. ભવ સાગરથી
ડૂબતા તારો;
કીંકર બાળ ઉગારો વીભુવર કોટી નમન ! મુક્તિ–૫



## પદ ૫૦ મું

(રાગ--કલ્યાણ)

નમન કરો ભવ ભયહર વીભુવર;
વિશ્વ મહીં સાચા જગદીશ્વર. નમન–૧
ત્રિભુવન તારક શીવ સુખધારક,
અષ્ટ કર્મ પ્રભુ આપ નિવારક;
શાસન નાયક ધર્મ ધુરંધર. નમન–૨
તુંહી, તુંહી, ત્રાતા વિશ્વવિખ્યાતા,
ઘરઘર મહીં પ્રભુ ગુણ ગવાતા;
વિશ્વતણા સાચા પરમેશ્વર. નમન--૩
અકળ અરૂપી બ્રહ્મસ્વરૂપી,
દિવ્ય દીપકની જ્યોત ઝળકતી;

નાથ ! દયાળુ દીન દાનેશ્વર. નમન--૪
વિશ્વ હસાવો વિશ્વ રીઝાવો,
વિશ્વ મહીં આનંદમાં વરસાવો;
દીન દુઃખ ભંજન જય જગદીશ્વર. નમન--૫
કીંકર આ નીરધાર તુમારો,
તુમ વિણ કોઇ નહિ આધારો,
લળી લળી લાગું પાય પ્રભુવર. નમન--૬



## પદ ૫૧ મું

(રાગ--કલ્યાણ)

નમન કરો ત્રિભુવન નાયકને
વિશ્વ ઉદ્ધારકને. નમન
આત્મ ઉદ્ધારક કર્મ નિવારક,
વિશ્વ વીશારદને. નમન
બાળ ઉગારો, ભવ ભયટાળો.
જગ પ્રતિપાળકને. નમન
શીવસુખ વાસી, જ્યોત પ્રકાષી,
શાંત સુધારસને. નમન

ભક્તિ ઉલ્લાસે ભવદુઃખ નાસે,
ભવજળ તારકને. નમન
કીંકર તારો પાર ઉતારો
દીન દુઃખ વારકને. નમન

## પદ પર મું

(રાગ હાર હીરાના હૈયે મઢાવજો)

પ્રભુ નાથ! નીરંજનને ધ્યાવજો,
ભક્તિરસ ઉરમાં વહાવજો. પ્રભુ
દિવ્ય સ્વરૂપનાં દર્શન કરાવજો,
અતી આનંદ ઉરમાં ભરાવજો. પ્રભુ
આત્મ ઓજસ તણાં ઝરણાં વહાવજો,
નયન બાણોથી ક્રોધને હણાવજો. પ્રભુ
પ્રેમ પુષ્પ થાળ ભરી હર્ષે વધાવજો,
સહુ મોતીડાના ચોક પૂરાવજો. પ્રભુ
આત્મ કલ્યાણ કેરી ભાવના દીપાવજો,
સહુ અંતરમાં જ્યોતી જગાવજો. પ્રભુ
દર્શન કરી સહુ પાપને પખાળજો,

નર નારી મળી ગુણ ગાવજો. પ્રભુ
નાથ ! આપ બાળકને ડૂબતા બચાવજો,
દયા દાસ પરે વરસાવજો. પ્રભુ



## પદ ૫૩ મું

(રાગ હે રંગભીના નેમનગીના)

નાથ નિરંજન ભવભય ભંજન,
નિત્ય હૃદયમાં ધ્યાવો રે;
ભવ દુઃખ ભંજન પાપ નિકંદન,
દુઃખડાં દૂર ભગાવોરે. નાથ–૧
અકળ અરૂપી બ્રહ્મ સ્વરૂપી,
ઝઘમગ જ્યોત જગાવો રે;
દિવ્ય સ્વરૂપ આ ! નાથ ત્હમારૂં,
બાળકને બતલાવો રે. નાથ–૨
દુઃખડાં ટાળો નાથ નિહાળો,
તુમ બીન નહિ આધારો રે;
માર્ગ ભૂલેલા દીન બાળકને,
રસ્તે આપ ચઢાવો રે. નાથ–૨

અમૃત જળ અમપર વરસાવો,
સાચો સ્નેહ વહાવો રે;
ભક્ત તણી ભીડ દૂર કરીને,
જ્યોતિસે જ્યોત મીલાવો રે. નાથ-૪
અકળ કળાઓ ! નાથ તુમારી,
મૂર્તિ મુજ મન પ્યારી રે;
ત્રિલોક કેરાનાથ પ્રભુશ્રી,
દીન દાતાર કહાવો રે. નાથ-૫
પાય પડું છું નાથ તુમારા,
અર્જ હૃદયમાં ધ્યાવો રે;
કીંકર કહે આ દીન બાળકને,
ડૂબતો આપ બચાવો રે. નાથ-૬



## પદ ૫૪ મું

(નાગર વેલીયો રોપાય-એ રાગ)

નિરંજન નાથ પ્રભો ! ભગવાન;
કરો મન મંદિરીયામાં સ્થાન.

ત્રિલોક કેરાનાથ ગવાયા, ત્રિભુવન તારણ હારરે;
વૃષાવી અમૃત રસનું પાન, કરો મન મંદિરીયામાં
સ્થાન. નિરંજન–૧

આત્મ અખંડાનંદનાં, ઝરણ પીલાવો આપરે;
મચાવું અંતરમાં હું તાન, કરો મન મંદિરીયામાં
સ્થાન. નિરંજન–૨

આપ અખંડ સ્વરૂપ છો, અવીનાશી પદ ધારરે;
કરૂ હું નિત્ય તમારૂં ધ્યાન, કરો મન મંદિરયામાં
સ્થાન નિરંજન–૩

પીડા હરો ત્રણ લોકની, વિશ્વ તણાં દુઃખ કાપોરે;
ત્હમારાં સર્વ કરે ગુણગાન, કરો મન મંદિરીયામાં
સ્થાન. નિરંજન–૪

નાથ અનાથ સનાથ છો, સાચા સર્જન હારરે;
પ્રભો! મુજ અંતરના છો પ્રાણ, કરો મન
મંદિરીયામાં સ્થાન. નિરંજન–૫

દીન બાળક હું આપનો, કીંકર ઉરમાં ધારોરે;
ચરણમાં શીર મૂકયું ભગવાન, કરો મન
મંદિરીયામાં સ્થાન. નિરંજન–૬

# પદ ૫૫ મું

(રાગ દેશ)

રાચો નાથ નગીના મુક્તિપુરીના વાસમાં રે.
મુક્તિપુરીમાં તાન મચાવો,
વિશ્વ તણાં માનવ હરખાવો;
રમણ કરો છો શીવસુખ કેરા વાસમાં રે. રાચો–૧
છપ્પન દીગ કુમરી ગુણ ગાવે,
ઇંદ્ર મળી હર્ષે હુલવરાવે;
નાથ બિરાજો આપ સદા ઉલ્લાસમાં રે. રાચો–૨
આશ્રય છે ઓ ! નાથ તમારો,
એ વિણ કોઇ નહિ આધારો;
પુરણ કરો પ્રભુ આપ અમારી આશને રે. રાચો–૩
નાથ પ્રભો દીન દુઃખ દાતારી,
વિશ્વ તણા સાચા હિતકારી;
પર ઉપકારી શાંત કરો મુજ પ્યાસનેરે. રાચો–૪
સાચા સુખના ભોગી બનાવો,
અરજી આપ હૃદયમાં ધ્યાવો;
કીંકર રાખો આપ ચરણનિ વાસમાં રે. રાચો–૫

# પદ ૫૬ મું

(થઈ પ્રેમવશ પાતળીયા–રાગ)

જગનાથ સાચા મળીયા.

ભવભયનાં બંધન ટળીયાંરે, જગનાથ સાચા મળીયા.–૧
પ્રભુનાથ નિરંજન સ્વામી, શીવસુખ પદવી ને પામી;
બન્યા મુક્તિ પુરીના ગામીરે, જગનાથ સાચા મળીયા.–૨
ત્રણ ભુવન મહીં ભજવાયા, પ્રભુજગ પાળક કહેવાયા;
આનંદ આનંદ વર્તાયારે, જગનાથ સાચા મળીયા.–૩
નયનોમાં મૂર્તી ત્હારી, મુજ પ્રાણ થકી એ પ્યારી;
પ્રભુ અક્ષય સુખ દાતારીરે, જગનાથ સાચા મળીયા.–૪
ત્રિભુવન પતિ આપ કહાવો, ડૂબતા ઓ! નાથ બચાવો;
દયા દાસ પરે દર્શાવોરે, જગનાથ સાચા મળીયા.–૫
પ્રભુ અજર અમર કહેવાયા, પરમાતમ રૂપધરાયા;
ઘટઘટમાં આપ પૂજાયારે, જગનાથ સાચા મળીયા –૬
પ્રીતે હાથગ્રહો પ્રભુ મારો, તુમદીન બાળકને તારો;
કીંકર કહે ભવદુઃખ વારોરે, જગનાથ સાચા મળીયા.–૭

# પદ ૫૭ મું

(રાગ—માઢ)

છે નાથ નિરાળા, તારણહારા,

એ વિણ નહિ આધાર.

દુનીઆનાં સુખ દુઃખસમાં છે, એમાં નથી કંઇ સાર;
દરીયા વચ્ચે ન્હાવ પડયું છે, કોણ ઉતારે પાર રે. છે
અંતપળેભાઇ સૂતો ત્યારે, નારી કહે ભરથાર;
સાંભળજો કંઇ નાથ અમારૂં, કોણ હવે આધારરે. છે
ત્હારૂં વિચારે કોઇ નહિ ત્યાં, સ્વાર્થ કરે પોકાર;
પુત્ર કહે છે કંઇક બતાવો, વિનવે સહુ પરીવારરે. છે
બેલ બની ચક્કીમાં ફરીયો, કષ્ટ સહ્યાં ત્હેં અપાર;
અંત સમય ભાઈ કોઇ નહિ ત્હારૂં, સાચો છે કીરતારરે. છે
લક્ષ્મી તણા લોભે સહુ કરશે, ત્હારી અતી સારવાર;
સ્વાર્થ તણી આ દુનીઆદારી, કોઈ ન તારણહારરે. છે
અર્જ સુણી આ દીન બાળકની, ઉરમાં કંઈક વિચાર;
કરગર તો કીંકર વીનવે છે. નાથ જપો વારવારે. છે

# પદ ૫૮ મું

(રાગ—માઢ)

ઓ ! નાથ અમારા, પ્રાણથી પ્યારા,
મહેર કરો કીરતાર.

આપ વિના પ્રભુ કોણુ અમારો, અલબેલો આધાર;
ભમતાં ભમતાં પુન્યે પાયો, છોડું હવે નહિ લારરે;
ઓ ! નાથ

ભવ નગરીમાં બહુ ભટકાણો, ફેરા ફર્યો વારંવાર;
રોઝ મૃંદંગ પેરે અથડાયો, તોય ન આયો પારરે.
ઓ ! નાથ

બાળક આ નીરધાર હમારો, ચર્ણે પડે વારંવાર;
હર્ષ થકી પ્રભુ પાય પડું છું, મુજ હૈયાના હારરે.
ઓ ! નાથ

મધપુડાને માંખ વસાવે, ફરતી રહે વારંવાર;
પારધી આવી સર્વ ભગાવે, તીમ ફરૂં સંસારરે.
ઓ ! નાથ

કર્મ કર્યાં છે ક્રૂર પ્રભુ મેં, સળગ્યા છે અંગાર;

રોમ રોમ મહીં આગ ધીખી છે, એહથી નાથ ઉગારરે.
ઓ ! નાથ

આપ વીના પોકાર હમારો, કોણ સૂણે કીરતાર;
નાથ વિના સહુ સાથ અકારો, આપ અનાથ સનાથ રે.
ઓ ! નાથ

લળી લળી લાગુ પાય તુમારા, કરગર તો નીરધાર,
કીંકર કહે આ દીન બાળકને, ભવના દુઃખથી તારરે.
ઓ ! નાથ

## પદ ૫૯ મું

(રાગ–માઢ)

ભાઇ અર્જ સ્વીકારો, ઉરમાં ધારો,
નાથ જપો વારંવાર.

નાથ વિના કોઇ તાત નથી ભાઇ, સાચો છે એ સાથ,
અંધારે ભામાં ભમવાનાં, એ વિણ સર્વ અનાથરે. ભાઇ

સરોવરતીરે જાળ બીછાવે, પારધી માછીમાર,
ગુલ્લીતણા લોભે સપડાવે, પ્રાણ હરે તતકાળરે. ભાઇ

માનવ ભટકે મોત કીનારે, મધ લેવાને કાજ,
કાળ આવી ને ઝડપી લેછે, ત્રાપ મારેજીમ બાઝરે. ભાઇ
માત પીતા સુત બંધુ સર્વે, નારી અને પરીવાર,
મધપુડા જીમસર્વ ગણીલે જુઠો છે, સંસારરે. ભાઇ
ખેડુત ખેતી કરે નીજ હર્ષે, બીજ રોપે અતી સાર;
કોપ ફાટે જો કુદરતનો તો, હીમકરે સંહારરે. ભાઇ
એણી રીતે સહુ દુનીઆદારી, નારી અને પરિવાર,
કીંકર કહે આ દીન બાળકને, શાંતિ પ્રભો આધારરે.
ભાઇ

## પદ ૬૦ મું

(રાગ—માઢ)

દીનાનાથ ઉગારો, આશ્રય ત્હારો, સાચો તું કીરતાર.
દીનપણું પામ્યો મુજ કર્મે, દુઃખ તણો નહિ પાર;
આ દુઃખમાંથી કોણ ઉગારે, સાચો તારણહારરે.
દીનાનાથ

મોહ તણું તોફાન મચાણું, સપડાયા નીરધાર;
કર્મ રાજાનો કોપ થયો ત્યાં, કોણ બચાવણ હારરે.
દીનાનાથ

કરજોડી કહું ક્રૂર બન્યું છે, કીધાં કર્મ અપાર;
નાથ તણું ભાઇ નામ જપ્યું નહિ, પીછે કરૂં પોકારરે.
દીનાનાથ

ફક્કડ થઇ ફરતો તો ત્યારે, નતી તને દરકાર;
સાનસામાં સપડાયો ત્યારે, અર્જ કરે વારંવારરે.
દીનાનાથ

કરોળીઆ જીમ ચઢતો ભીંતે, પાછળનું નહિ ભાન;
કીંકર કહે ઇમભવ અટવીમાં, સર્વ ભૂલ્યા છે ભાનરે.
દીનાનાથ.

## પદ ૬૧ મું

(રાગ-માઢ)

જગનાથ વિચારો, અર્જ સ્વીકારો, પાય પડું વારંવાર.
પરનીંદા કરી પેટ ભરીને, કીધો કદી ન વિચાર;

નીજ તણા દોષો નહિ જોયા, એળે ગયો અવતારરે.
જગનાથ

વહાણવટું વેપારી ખેડે, લોભ તણો નહિ પાર;
લાખ મટી બે લાખ થવાને, આશા કરે છે અપારરે.
જગનાથ

પાઘડી પહેરી દેશ વીદેશે, ફેરી ફરે વારંવાર;
પુન્ય વિના ભાઇ કંઇ નહિ પામે, પુન્ય થકી મળનારરે.
જગનાથ

સજજન નરનો સંગ કરે તો, કંઇક પામે ભાઇ સાર:
તેમ પ્રભુની ભક્તિ કરે તો, નર ભવ પામે પારરે.
જગનાથ

કાળ ચક્રથી બચવા માટે, પુન્ય તણો ભરોભાર;
કીંકર કહે આ દીન બાળકના, નાથ તુમે આધારરે.
જગનાથ

## પદ ૬૨ મું

(રાગ-મિશ્ર)

નાથ તણાં દર્શન કરવાને, ખૂબ મચાવો ઉરમાં તાન,
પછી મળે સ્હેજે ભગવાન.

નાથ ખાતર તું સર્વ તજી દે, માયાને મમતાનું પાન,
બંધન સર્વે નાશ કરીને, ખૂબ મચાવો ઉરમાં તાન;

પછી મળે સ્હેજે ભગવાન.

નાથ વિચારો, ઉરમાં ધ્યાવો, હસો કૂદો ગાવો ગુણગાન,
રોમ રોમને ખૂબ રડાવો, ભીંતરથી બનજો બળવાન;
પછી મળે સ્હેજે ભગવાન.

હીંમતથી કદી પીછે નવ કરજો, જીવન મૂકો ચરણે ભગવાન;
શુદ્ધ હૃદયથી ભક્તિ વહાવો, રહો સદા એમાં ગુલતાન;
પછી મળે સ્હેજે ભગવાન.

ઓરત માટે અશ્રુ વહાવે, સુત માટે ભાઈ ભૂલતો ભાન,
પ્રભુ માટે તું કંઈ નહિ કરતો, પછી મળે કયાંથી ભગવાન,

ખૂબ મચાવો ઉરમાં તાન.

કીંકર કહે પ્રભુ ઇમ નથી મળતા, જેહ કરે સર્વે કુરબાન,
એહ વીરલ નર દર્શન પાવે, આત્મ તણું કરશે કલ્યાણ,

મળે અરે તેને ભગવાન.

# પદ ૬૩ મું

(રાગ-મિશ્ર)

નાથ તણી ભાઇ અદભૂતમાયા, વીરલનરો દર્શન પાવે;
નાથ નીરંજનને ધ્યાવે.
નાથ તણી ભાઇ ધૂન મચાવે, પળે પળે ઉરમાં ધ્વાવે;
ઘડી પલકવીસરે નહિ મનથી, એહ વીરો દર્શન પાવે.
નાથ નીરંજનને ધ્યાવે.
નાથ નિરાળા જગથી ન્યારા, સંસારી નરકીમ પાવે;
મોહ માયાનાં બંધન બહુધા, યાદ હૃદયમાં નહિ આવે,
વીરલ નરો દર્શન પાવે.
નાથ નગીના છે રંગ ભીના, દિવ્ય લીલા એ બતલાવે;
વીર પુરૂષ સહુ ઘટમાં નીરખે, કાયર નર કંઇ નહિ પાવે,
વીરલ નરો દર્શન પાવે.
મોત કીનારે હસતાં જાવું, કીમ કરી હીંમત થાવે;
મરણ તણો ભાઇ ભય નહિ જેને, એહ પ્રભુ દર્શન પાવે,
નાથ નીરંજનને ધ્યાવે.
ભકિત વહાવો તાન મચાવો, એ વિણ સાથ નહિ આવે;
શીંકર કહે એ પંથ વિકટ છે, વીરલ નરો દર્શન પાવે,
નાથ નીરંજનને ધ્યાવે.

# પદ ૬૪ મું

(રાગ મિશ્ર)

ભાગ્ય વિના ભાઇ કંઈ નહિ પાવે,

ભાગ્ય તણી અદ્દભૂત કહાણી;

ભાગ્ય વિનાની બાજી સઘળી, આખર મળશે ધૂળ ધાણી;

આખર મળશે ધુળ ધાણી.

ભાગ્ય થકી કંઇ રાય બને છે, રંક ભરે ઘરઘર પાણી;

પેટ ખાતર કંઈ ઘરઘર ભટકે, ગાળ ઉપરથી સૂણવાની;

ભાગ્ય તણી અદ્દભૂત કહાણી.

શેઠ બની મોટરમાં મ્હાલે, સ્વર્ગપુરી મનમાં માની;

પુન્ય વિના ભાઇ કંઇ નહિ પામે, પુન્ય કરો સાચુ જાણી;

ભાગ્ય તણી અદ્દભૂત કહાણી.

ભાગ્ય રૂઠે ત્યાં કંઇ નહિ ચાલે, પળમાં સર્વ બને ફાની;

હાય! જીવનમાં કંઇ નવ કરીયું, પછી રડે પોકો તાણી;

ભાગ્ય તણી અદ્દભૂત કહાણી.

પરમારથકર પ્રીત ધરીને, એહ વિના સહુ ધૂળ ધાણી;

પરને શાંત કરીશ તો તુજને, સાચી શાંતિ મળવાની;

ભાગ્ય તણી અદ્દભૂત કહાણી.

સારૂ નરસુ કર્મ કરે છે, કર્મ નચાવે સહુ પ્રાણી;
શ્રીંકર કહે સુખ દુઃખ ભોગવવાં, કર્મ તણી એ નિશાની;
ભાગ્ય તણી અદ્દભૂત કહાણી.

## પદ ૬૫ મું

[મૂળ ઉપર વધારા સાથે]

(રાગ મિશ્ર)

લક્ષ્મી વિણુ લક્ષણુવંતાની, કીંમત નહિ અંકાવાની;
કીંમત નહિ અંકાવાની.
ભાગ્ય વિનાની લક્ષ્મી ઘરમાં, આવી તે વહી જાવાની;
આવી તે વહી જાવાની;
લક્ષ્મી તું છે મૂળ દુઃખનું, જ્યાં ત્યાં કલેશ જગાવાની;
ચંચળ થઇ તું ઘરઘર ફરતી, સારાં કર્મ તજાવાની;
સારાં કર્મ તજાવાની.
એકનું લઇ બીજાને આપે, તું પણ છે મોટી કયાંની;
હીકમત છે બસ એકજ ત્હારી, હસતાને જ રડાવાની;
હસતાનેજ રડાવાની.

લક્ષ્મી લડાવે લક્ષ્મી મરાવે, લક્ષ્મી કફન કઢાવાની;
લક્ષ્મીદેવીની અજબ ! લીલા છે, પળમાં ભીખ મગાવાની;
પળમાં ભીખ મગાવાની.
વ્હેર કરાવે ઝેર કરાવે, આખર શરીર ગળાવાની;
લક્ષ્મી, લક્ષ્મીની માળા જપતાં, કંઇક સૂતા સોડો તાણી;
કંઇક સૂતા સોડો તાણી.
પ્રભુ ભક્તિવિણ કોઇ નહિ સાચું, સદા ભજો પ્રભુનીવાણી;
એજ જીવનની સાચી લક્ષ્મી, નૈયા પાર કરાવાની;
નૈયા પાર કરાવાની.
વીરલ નરો મીટ્ટી સમજીને, રહે સદા અંતર ધ્યાની;
શ્રીંકર દીન બાળકની વિનતી, ભક્તિ જીવન દીપાવાની;
ભક્તિ જીવન દીપાવાની.

## પદ ૬૬ મું

(રાગ મિશ્ર)

ગુરૂવિના ભાઇ કોઈ નહિ ત્હારૂં, નિત્ય ગુરૂવરને ભજલે;
નિત્ય ગુરૂવરને ભજલે.

ભક્તિ સુધા ઘટમાં પ્રગટાવી, આતમ તું ઉજળો કરલે;
આતમ તું ઉજળો કરલે.
કંઇ નહિ લાવ્યો, કંઇ નહિ આવે, એહ શીખામણ
ઉર ભરલે;
પાપ. પુન્ય દોસાથે આવે, એતો તું નિશ્ચય કરલે;
નિત્ય ગુરૂવરને ભજલે.
અલખ મચાયા લાખ લૂંટાયા, અનાથ જનને કંઇ નમળે;
જાના સબકો એક દીશામાં, કરણી કંઇ સાચી કરલે;
નિત્ય ગુરૂવરને ભજલે.
દેહ તણો ભાઇ ગર્વ ન કરવો, સર્વ જીવોનીજ સમગણુલે;
મરવું જીવવું સર્વ શરીરને, આતમ તો ન્યારો સબસે;
નિત્ય ગુરૂવરને ભજલે.
ભવજળ તરવા પાર ઉતરવા, ઇષ્ટતણી શેવા કરલે;
પરદુ:ખ-ભંજન કાર્ય કરીને, માનવ જન્મ સફળ કરલે;
નિત્ય ગુરૂવરને ભજલે.
કીંકર દીન બાળકની વિનતી, કારજ તું સઘળાં સજલે;
ભવભયનાં દુ:ખ દૂર કરવાને, નિત્ય ગુરૂવરને ભજલે;
નિત્ય ગુરૂવરને ભજલે.

# પદ ૬૭ મું

(રાગ—મિશ્ર)

કૃપા કરી આ દીન બાળકની, અર્જ પ્રભુ ઉરમાં ધારો;
બાળકને ડૂબતો તારો.
પ્રભુ વિના ભાઇ કોઇ નહિ મારૂં, સદા પ્રભુ હું છું ત્હારો;
દોષ જીવનના માફ કરીને, બાળકને ડૂબતો તારો;
અરજી અંતરમાં ધારો.
બાળક હું નીરધાર પ્રભુજી, કોઇ નથી તુજ વિણ આરો;
કૃપા સિંધુ અબ મહેર કરીને, બાળકને ડૂબતો તારો;
અરજી અંતરમાં ધારો.
પરમ કૃપાળુ, આપ દયાળુ, દયા હવે દીન પર ધારો;
કરૂણા સાગર કરૂણા કરીને, બાળકને ડૂબતો તારો;
અરજી અંતરમાં ધારો.
ઘણું કહ્યું થોડામાં સમજી, રહેમ નજર મુજ પર ધારો;
આપ અરૂપી બ્રહ્મ સ્વરૂપી, અરજી અંતરમાં ધારો;
બાળકને ડૂબતો તારો.
સદગુરૂવર મનમંદિર વસીયા, શાંતિ પ્રભો ઘટમાં પ્યારો,
કરગરતો પ્રભુ પાય પડું છું, કીંકરને ડૂબતો તારો;
અરજી અંતરમાં ધારો.

# એકતારાનાં પદો

## પદ ૬૮ મું

મૂરખ મન કયા કરેરે, તેરા કોઇનહિ અહીં સંગી.

પરભવમાં કંઇ પુન્ય કર્યું તો, માનવ દેહ તું પાયો;
અબ તું ભજન કરી લે ભાઇ, તો કુચ કર્મ કટાયો.
મૂરખ

ચોરાશી ચકકરના ફેરા, ફીરતાં ફીરતાં આયો;
ન્હાવડું તારૂં ચોદીશ ફરીયું, જબ તું કાંઠો પાયો.
મૂરખ

ભવ સમુદ્રકી બીચમેં આયો, જબ તું ખૂબ ગભરાયો;
હાંકને વાળો મલ્યો મુતાબીક, ડૂબતાં તુને બચાયો.
મૂરખ

સદગુરૂ મળે તો માર્ગ બતાવે, દેહનાં દર્દ દબાવે;
કીંકરદાસ હૃદયથી ભજતો, શાંતિ ગુરૂ ગુણ ગાયો
મૂરખ

# પદ ૬૯ મું

સમજ મન મેરા રે, જગમેં કોઈ નહિ તેરા;
તેરા હે સો તેરી પાસે, બાકી સબી અનેરા. સમજ

જબ તું ઉદ્દર મહીં બસતો તો, તબ પ્રભુને ભજતોતો;
બંધનમાંથી મુક્ત થવાને, હરદમ જપ કરતોતો. સમજ
નવ માસ તું માત ઉદ્દરમે, ઉંધા શીરે લટકયો તો;
ઉદ્દરતણા અવધિ કષ્ટોમાં, નીત્ય અરજ કરતોતો. સમજ
ઉદ્દર થકી તેં જન્મલીયા જબ; અતિ હર્ષે ઉછર્યો તું;
દીન દીન વધતાં બાળપણેથી, યુવાનવય પામ્યો તું. સમજ
કુટુંબ કબીલા સબ જન બીચમેં, મોજમજા કરતો તું;
અબ મેરી ઘડીયાં સફળ બની ભાઇ, મુકિત પુરી
ગણુતો તું. સમજ
ઉદ્દરતણા સબ દુઃખ વિસરીને, અંધારે ભટકાણો;
સાચા હીરાની શોધ મૂકીને, પત્થરમાં પટકાણો. સમજ
ભકિત વિના કોઇ પાર નહિ પામ્યા, ભકિત સદા
ઉર ભર તું.
ડીંકરદાસ કહે ભકિત વિના ભાઇ, પાર નહિ પામે તું.
સમજ.

## પદ ૭૦ મું

સદગુરૂ મળીયા રે, આતમ સાધીલેજી;
શાંતિના દરીયા રે, શાંતિરસ સીંચીલેજી.
ભવોભવ ભમીયો જીવડા, તોય નહિ આવ્યો અરે પાર;
સદગુરૂ ભજીનેરે, આતમ સાધી લેજી.
યોગીઓની મસ્તી માંહે, અનહદ તાન મચાય;
ૐકારને સાધીરે, આતમ સાધીલેજી.
આબુ અવીચળ ગુફામાં, ધ્યાન ધરે છે ગુરૂરાય;
આસન જમાવી રે, આતમ સાધીલેજી.
" શાંતિવિજયગુરૂ „ દિવ્ય મહર્ષિ કહેવાય;
કીંકર નિત્ય ભજતોરે, આતમ સાધી લેજી.

## પદ ૭૧ મું

(રાગ–હંસને કર્યો છે હેરાન મનવે મૂરખ થઇનેરે)

આત્મમાં થયું નહિ ભાન;
લોભમાં લલચાઇને રે, આત્મમાં થયું નહિ ભાન.
સદગુરૂ મળીયા તોયે, સમજ્યો નહિ રે;
માયામાં બન્યો છે મહાન, લોભમાં લલચાઇને રે;
આત્મમાં થયું નહિ ભાન.

મનુ જન્મ પામ્યો તોયે, અજ્ઞાનમાં ડૂલ્યો રે;
ગુરૂવરનું લીધું નહિ નામ, લોભમાં લલચાઇને રે;
આત્મમાં થયું નહિ ભાન.
રાત, દિવસનેરે, ઓળખ્યો નહિ રે;
સ્વાર્થમાં બન્યો છે ગુલામ, લોભમાં લલચાઇને રે;
આત્મમાં થયું નહિ ભાન.
" શાંતિવિજય ગુરૂ,, સાચા મળ્યા રે;
શાંતિથી પામ્યો ના વિરામ, લોભમાં લલચાઇને રે;
આત્મમાં થયું નહિ ભાન.
કીંકરદાસ કરે, ગુરૂશ્રીને વિનતી રે;
અર્હંમ્‌થી કરોને આરામ, લોભમાં લલચાઇને રે;
આત્મમાં થયું નહિ ભાન.



## પદ ૭૨ મું

(રાગ–હંસલો નાનોને દેવળ જુનું રે થયું)

જ્ઞાન ના થયું રે જીવને જ્ઞાન ના થયું;
સદ્‌ગુરૂ મળીયા તોયે ભાન ના થયું. જ્ઞાન
માટી કેરા મહેલમાં હે આનંદ માન્યો રે;
અમૃત મૂકીને વિષ પાનને પીયું. જ્ઞાન

આરે કાયાના ઉપર રાચ્યો મુસાફીર;
દેહને છોડીને એક દીન ચાલ્યારે જવું. જ્ઞાન
કુટુંબ કબીલો સહુ સ્વાર્થ સબંધે રે,
મારા ને તારામાં ત્હારૂં ગુમાવી દીયું. જ્ઞાન
કીંકરદાસ કહે સૂણો નર નારીરે,
સદ ગુરૂવરનું મેં તો શરણું ભયું. જ્ઞાન

## પદ ૭૩ મું

ધીરા ધીરા ચાલોરે ગુરૂવર ભેટવાહોજી
ગુરૂવર ભેટે તો ભવ દુઃખ જાય. ધીરા
આબુ ગીરીવર માંરે ગુરૂવર તપ તપે હોજી;
તપતપી કાઢે છે કર્મ કઠોર. ધીરા
આતમ ધ્યાન કેરા ગુરૂવર જાપ જપે હોજી,
ગુરૂવર તારે ઘણાં નરનાર. ધીરા
ૐ કારને સાધ્યો રે અંધકાર ટાળવાજી,
રાતદીન ધરે છે પ્રભુનું એ ધ્યાન. ધીરા
પંચમ આરેરે પ્રગટયો એ દીવડોજી,
શાંતિગુરૂ અબધૂતને છે યોગીરાય. ધીરા
કીંકરદાસ કહે ગુરૂવર ભેટીને રે,
મનુજન સફળ કરો અવતાર. ધીરા

# પદ ૭૪ મું

ઘટમાં સફર કરી લે ભઈ, ઘટમાં સફર કરી લે ભઇ.
ઘટ મંદિરમાં આયો મુસાફીર, ઝઘમઘ જ્યોતી થઇ;
લપટાયો ત્યાં ભોળો મુસાફીર, પંથ ભૂલ્યો ભરમઇ.
ઘટમાં ૧

મોહે મળીને મોંઘો બનાયો, લોભે મૂઓ લલચઇ,
લાવેલ સઘળો ગર્થ ગુમાયો, પીછે રહ્યા નહિ કંઇ.
ઘટમાં ૨

ટીકીટ કટાવા આવો મુસાફીર, હાકલ હાકમની થઇ,
ખર્ચી હતી તે બેસી ગયા સહુ, બાકી રખડીયા અહીં.
ઘટમાં ૩

ઘટ મંદિરથી ચાલ્યો મુસાફીર, બ્રહ્મ સ્ટેશન બદલઇ,
બ્રહ્મ સ્ટેશનથી આગેની રખતાં, અનહદનાદ બજઇ.
ઘટમાં ૪

ડીંકરદાસ કહે ઘટ મંદિરની, અદભૂત માયા ભઇ,
શૂરા હોય તે શોધી કાઢે, તરે એ ભવની ખઇ.

## પદ ૭૫ મું

સદ્દગુરૂ ભજન કરી લે ભઇ, સદ્દગુરૂ ભજન કરી લે ભઇ.
બાળપણે તું લાડમાં ઉછર્યો, માત પીતા હરખઇ,
જબતું યુવાન વયમાં આયો, કછુ કર્યું તેં નહિ.
સદ્દગુરૂ ૧

યુવાન વયમાં ખૂબ મકલાયો, મદની જંજીર લઈ,
હસતાં હસતાં ખેલ ગુમાયો, પીછે રડે કયા ભઇ.
સદ્દગુરૂ ૨

વૃદ્ધ ઉમરમાં હાડ ખવાયો, સૂતો પથારી મહી,
ઘરની નારી ગોદામારે, ગર્થ રહ્યું નહિ કંઇ.
સદ્દગુરૂ ૩

દુનીઆદારીના અજબ તમાસા, સ્વાર્થની સર્વ સગઇ,
મોહ માયામાં મરે આ જીવડો, કશું સૂઝે ત્યાં નહિ.
સદ્દગુરૂ ૪

ભજન વિના કોઈ પાર નહિ પામ્યા, આતમનું હીર
એભઇ,
શીંકરદાસ કહે શાંતિગુરૂની, સાચી મળી છે સગઇ.
સદ્દગુરૂ ૫

# પદ ૭૬ મું

સંતો અમર રહે છે ભઇ, સંતો અમર રહે છે ભઇ.
એને જનમ મરણ ફરી નહિં, સંતો અમર રહે છે ભઇ.

સંત બનીને આતમનું સાધે, પરમાં પડે એ નહિં,
મોહ માયાથી અળગો રહીને, હરી ભજન લય થઇ.
સંતો ૧

દુનીઆદારીથી દૂર રહીને, નાચે આતમની મહીં,
કુટુંબ કબીલો છોડી દઇને, સંત બન્યો એ ભઇ.
સંતો ૨

અગમ કુવામાં જાળ બીછાવે, અદ્ભૂત દોરી લઇ,
સોહં સોહં ધ્યાન કરીને, શોધે એ બ્રહમ સગઇ.
સંતો ૩

અકળ કોટના અતી દરવાજા, કોણે દીઠા કહો ભઇ,
આત્મ મસ્તીમાં રમતા સંતો, નજર કરી બતલઇ.
સંતો ૪

પંડીત બને છે પોથી પઢકર, આતમ પીછાણે નહિં,
પાઠ પઢાવે મોટા મોટા, પરની કરે બુરઇ. સંતો ૫

શાંતિગુરૂશ્રી આતમનું સાધે, ન્યારા જગતથી રહી.
ફીંકર કહે છે આતમ ધ્યાન બીન, મૂકતી મળે નહિ
નહિ. સંતો ૬

## પદ ૭૭ મું

મુજને સતગુરૂ સાચો મળીયો, મારા મનનો
સંશય ટળીયો. મુજને
આબુ પહાડમાં અલખ જગાવે, બ્રહ્મ સ્વરૂપ બતલાવે,
ઘટ મંદિરમાં જ્યોત જગાવે, જ્ઞાન દીપક પ્રગટાવે.
મુજને ૧
આબુ પહાડની અજબ ! ઘટા ભાઇ, સંતોએ ભષ્મ
લગાઇ,
વીરાહતા તેને સારા શરીરમાં, કર્મોરી આગ જલાઈ.
મુજને ૨
આત્મ મસ્તીની અનહદ ધૂનમાં, દિવ્ય લીલા
દીખલાઇ,
અકળ કળા ભાઇ અબધૂત કેરી, જાણે એ વીરલા કોઇ.
મુજને ૩

યોગી હોય તે આતમનું સાધે, ભોગીનું કામ ત્યાં
નહિ,
શીંકરદાસ કહે શાંતિગુરૂશ્રી, સાધે આતમની મહીં.
મુજને ૪

## પદ ૭૮ મું

(રાગ–રક્ત ટપકતી સોસો ઝોરી સમરાંગણથી આવે)

ગુરૂવરજી આ અર્જ સ્વીકારો, નાથ હૃદયમાં ધારો,
દૂબતો હું દીન બાળક ત્હારો, ભવથી પાર ઉતારો;
લળી લળી લાગુ ચરણેરે, ગુરૂજી મહેર કરીને તારો. ૧
ભમરો થઈ ભવનગરે ભમીયો, મોહ પુરીમાં રમીયો,
માયા દેવીનો સંગ થયો ત્યાં, અધ વચ્ચે આથડીયો;
રડતો રડતો વીનવુંરે, નાથ દયા આ દીન પર ધારો. ૨
આપ તણાં અમૂલાં વચનો ને, ભૂલી ખરે ભટકાણો,
નાથ વિચાર્યાં નહિ મેં મનમાં, રોઝ બની અથડાણો;
દુર્ગુણ અવધિ મારારે, માફ કરી ગુરૂવરજી તારો. ૩
માયા દેવીની દુષ્ટ ખાઈમાં, અંધ બની પટકાણો,
પંથ ભૂલી ખાડામાં પડીયો, અતી કરૂં બૂમરાણો;
ફરતું સૈન્ય મોહનુંરે, નીરખી ખૂબ મનમાં ગભરાણો. ૪

મદિરા પીને મેડ બને તીમ, મદ દારૂમેં પીધો,
નીશા મહી ચકચૂર બનીને, નર ભવ એળે કીધો;
સઘળું આપ પીછાણોરે, ગુરૂજી આપ થકી નવ છાનું. ૫
અગ્ની ધખી છે રોમરોમમાં, ત્રાય ત્રાય પામ્યો છું,
નથી હવે સ્હેવાતું મુજને, કર્મ થકી હાર્યો છું.
શરણું ગુરૂનું સાચુંરે, એ વિણ કોઈ હવે નહિ મારૂં. ૬
ઘણું કહ્યું થોડામાં સમજી, હસ્ત હવે પ્રભુ ઝાલો,
કરગરતો આ દીન બાળક કહે, અરજી નાથ સ્વીકારો;
વિનવે શ્રીંકર ત્હારોરે, મુજને ભવસાગરથી તારો. ૭

## પદ ૭૯ મું

[રાગ–ધન્યભાગ્ય હમારાં આજ પધારો મોંઘેરા મેમાન]
ઓ ! નાથ ! કહેલા કોલ પ્રમાણે મુજ ફળશો કયારે.
પ્રભુ અંતર્યામી મળીયા, ઉલટ અવધિ ઉરમાં ભરીયા;
રજની વિષે આપેલા કોલ પ્રભુ ફળશો કયારે.
ઓ ! નાથ–૧
નીરખતો ભીન્ન સ્વરૂપ ત્હારૂં, બતાવો સમય સમય ન્યારૂં;

દર્શનમાં આપેલ દીલાસા મુજ ફળશો ક્યારે.
ઓ ! નાથ–૨
નિહાળું નાથ ઘણા રૂપમાં, વસે છે મન મારૂં તુજમાં;
સ્વપ્ન મહીં આપેલાં વચનો મુજ ફળશો ક્યારે.
ઓ ! નાથ–૩
નયનમાં માર્ગ નથી સૂઝતો, પ્રભો પળ માત્ર નથી ભૂલતો;
દર્શાવેલાં સ્વરૂપ પ્રભોશ્રી મુજ ફળશો ક્યારે.
ઓ ! નાથ–૪
ઘડીભર વચન નથી ભૂલતો, સદા તુજ તાન મહીં ઝૂલતો,
કૃપાસિંધુ એ દિવ્ય લીલાઓ મુજ ફળશો ક્યારે.
ઓ ! નાથ–૫
પુરો વિશ્વાસ પ્રભો ત્હારો, દયા આ દીન પરે ધારો,
તલસાવ્યા વિણુ કોલ પ્રભુશ્રી મુજ ફળશો ક્યારે.
ઓ ! નાથ–૬
વિરહથી અશ્રુ અતિ સારૂં, રડે છે હૃદય સદા મારૂં,
વિરહ તણાં દુઃખ શાંત કરીને મુજ ફળશો ક્યારે.
ઓ ! નાથ–૭

હવે તો ધીરજ નથી રહેતી, બધી શક્તિ તુજમાં વહેતી;
કોલ મુજબ આ દીન બાળકના મન વસશો ક્યારે.
ઓ ! નાથ–૮
ગુરૂશ્રી ભેદ સહુ ખોલો, હૃદયથી આપ હવે બોલો;
કીંકર કહે પ્રભુ કોલ પ્રમાણે મુજ ફળશો ક્યારે.
ઓ ! નાથ–૯

## પદ ૮૦ મું

### સ્તુતિ

જય, જય, ગુરૂદેવા;
અભય અગોચર આનંદ, શાસ્વત સુખલેવા. જય
આતમ ધ્યાન ધુરંધર, અવીચળમાં વસતા;
કામ ક્રોધ રીપુ ભયને, અંતરથી હણુતા. જય
જંગલ પહાડ ગુફામાં, ધ્યાન અતી ધરતા;
હિંસક પશુ ભય છોડી, શૂરવીરતા ભરતા. જય
અબધૂત યોગીશ્વર ગુરૂ, વિશ્વ તણા રાગી;
ઓમ્ ધૂની ધખવીને, ભય દુર્ગતી ભાગી. જય
વિશ્વ પ્રેમ સાગરમાં, પાન સદા કરતા;
દિવ્ય દિપક પ્રગટાવી, જગનાં દુઃખ હરતા. જય

સત્ય તણો પોકાર કરી, આલમને તેં જગવ્યા;
વિશ્વ ધર્મના પૂજક, અન્ય જનો રીઝવ્યા. જય
જાતી તણો નહિ ભેદ, જીવનમાં શાંતિ તણી ધારા;
આત્મ એક રૂપ નીરખી, અમ્રત પાનારા. જય
તું જગત્રાતા દાતા, પ્રાણુ થકી પ્યારો;
કીંકરદાસ કહે છે, ભકતોને તારો. જય

# પદ ૮૧ મું

### સ્તુતિ

જય,જય. ગુરૂદેવા;
આરતી કરૂં સદગુરૂની, ચરણુ કમળ શેવા. જય
ચિત, ચંદન, જળ શબ્દે, પ્રેમ તણુા પુષ્પે;
જ્ઞાન, ગુલાલ, અબીલ, શીલ ધીરજના ધુપે. જય
દિપક, અવીચળ નામ, અક્ષત અનુભવના;
કર્પુર આરતી કરૂણા, લગ રહી ગુરૂ જપના. જય
નથી ઇચ્છા અંતરમાં, કંઈ લેવા કે દેવા;
ભજન ગુરૂ પ્રતાપે, પામું હું નિત્ય મેવા. જય
આરતી સદગુરૂ કેરી, જે કોઇ ગાશે;
ભવ ધરી શેવક કહે, શાંતિ થઇ જાશે.

ૐ શાંતિ ૐ શાંતિ ૐ શાંતિ

સમાપ્ત